વર્ષ ૪ અંક ૩ જેઠ સુદ ૧૧, ૨૦૬૬

# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીનિર્જલા એકાદશી વ્રત



અનુક્રમણિકા



राग सारंग :-

व्याहन चल्योरी आली वल्लभ विट्ठलनंद कुमार ।।

दिन दूल्हे नवललाल सोभा रूप अपार ।। १ ।।

संगके बराती मुख निरखत वारंवार ।।

वृन्दावनचंद व्याही लायो दूलहनि सकुमार ।। २ ।।

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને આ અલૌકિક પખવાડીયાની અનેકાનેક વધાઇ. જ્યેષ્ઠાભિષેક સ્નાનયાત્રા. સાથેજ વ્રજ અષાઢ (જેઠ ગુર્જર માસ) બીજના શુભ દિવસે ચતુર્થ શ્રીવિઠ્ઠલરાજકુમાર આદ્ય ચતુર્થપીઠાધીશ્વર શ્રીમદ્‌ગોકુલનાથ પ્રભુચરણનો વિવાહોત્સવની અનેકાનેક વધાઇ. સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજમાં અનેરો ઉત્સાહ, આનન્દની અનુભુતિ થઇ રહી છે.

આવા શ્રીચતુર શિરોમણિ શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ સ્વસુખે શ્રીમુખે અનેક પ્રસંગો આપશ્રી કહેતા અને આપશ્રીના અનન્ય સેવકજનો તે વચનામૃતને અમૃત સમાન સંગ્રહ કરી નોંધી રાખતાં અને જ્યારે અનોસર હોય ત્યારે તે વચનામૃતનું નિત્ય વાંચન પાન કરતાં. એવોજ એક પ્રસંગ આપશ્રીએ પ્રગટ કર્યો. એક દિવસ આપશ્રીએ એમ આજ્ઞા કરી કેઃ એકે એક રાજાને ઠગ્યો. કહ્યું જે હું ને દિવ્ય વસ્ત્ર નિપજાવતાં (સિદ્ધ કરવું) આવડે છે. તે કેટલું એક દ્રવ્ય લઇને ખાધ્યો. તે કેટલાક દિવસે રાજાને કહ્યું જે વસ્ત્ર સિદ્ધ થયાં છે. તમે પહેરવા આવો.

ત્યારે રાજાએ કહ્યું જે અહીં સભામાં લાવો. ત્યારે કહ્યું સભામાં લાવીશ, પણ કો જાર જાતનો હશે તે દેખશે નહીં. તે પેલે સભામાં જઇને કહ્યું જે આ લ્યો, પાઘ બાંધો. એણે પ્રકારે કપટથી સર્વ વસ્ત્ર ઉતરાવી રાજાને નગ્ન કર્યો ને કહ્યું જે રાણીહરમાં જાઓ. તે રાજા તથા સભાએ સર્વે વિચાર્યું જો શરીર દેખીએ છીએ અને વસ્ત્ર તો દેખાતા નથી, તો જાર જાતના હોઇશું ? એટલું વિચારીને કોઇ બોલ્યું નહિ. ભીતર ગયો. ત્યારે રાણીએ કહ્યું જે રાજન તમે તો નગ્ન છો, કોણે ઠેહક્યો હે ? ? ? ? (રત્નકોષ)

**<u>પ્રશ્ન</u> :- આપણે જાણીએ છીએ કે શ્રીમહાપ્રભુજીના દષ્ટિકોણથી સેવામાર્ગ (આપણો પુષ્ટિમાર્ગ) અને પૂજામાર્ગ (મર્યાદામાર્ગ) ભિન્ન છે. પછી ષોડશગ્રંથ વિ. ગ્રંથોમાં પૂજા શબ્દ પ્રયોગ થાય છે, જેમકેઃ <u>तिष्ठेत्पूजोत्सवादिषु</u>, पूजया श्रवणादिभिः, વિગેરે પ્રમાણ વચનો કેવી રીતે સમજવા ?**

<u>ઉત્તર</u> :- એવું છે કે ઉપરોક્ત વચનોનો અર્થ જે તે ગ્રંથ પર વિભિન્ન ટીકાકાર જુદો જ કરે છે. અને એ અર્થની વ્યાખ્યા લખવાની જે પદ્ધતિ છે તેના બે સંપ્રદાય છે. એક સંપ્રદાયના અગ્રણી **શ્રીગોકુલેશ** છે. બીજા શ્રીબાલકૃષ્ણજી, શ્રીરઘુનાથજી, વિગેરે છે. બન્નેએ અલગ અલગ અર્થ કર્યા છે. પરંતુ વિસ્તારમાં વિશેષ ઊતર્યા વિના હું એક વાત કહું છું કે આજે જે કંઇ આપણે સમજીએ છીએ એ પૂજા અને સેવાના ભેદ વિષે અને જેટલો ભેદ માની લેવામાં આવ્યો છે, એટલો શ્રીમહાપ્રભુજીને વિવક્ષિત નથી. ભેદ જરૂર છે. સેવા અલગ વસ્તુ છે, પૂજા અલગ છે. પરંતુ એવું નથી કે પૂજાનો વિનિયોગ સેવામાં નથી.

અને પૂજન તેનું અંગ છે. જેમકે પંચામૃત, શંખનાદ, ધૂપ-દીપનો પ્રકાર છે એ બધું ય પૂજન છે અને તેનો વિનિયોગ સેવામાં છે. ભક્તિનો જે આપણે ત્યાંનો પ્રકાર છે તે આ રીતે ઘડેલ છે. ભક્તિ તો વ્રજભક્તોના ભાવાનુસાર જ કરવી. વૈદિક પ્રકારને અંગી તરીકે (મુખ્ય પ્રકાર તરીકે) ન માનવો પરંતુ સ્નેહાત્મિકા ભક્તિના અંગરૂપ માનવો. મર્યાદાભક્તિ પણ કહી શકાય. પૂજા મર્યાદા ભક્તિ જ છે. આ વાત પણ આપણે નક્કી સમજીએ મર્યાદાભક્તિનો વિનિયોગ પણ અંગરૂપથી છે. અંગીરૂપથી નહિ અને એને અનુરૂપ આપણે ત્યાં બે પ્રકારના સ્વરૂપ બિરાજે છે. સેવાનું સ્વરૂપ અને પૂજન પ્રણાલીનું સ્વરૂપ.

જેમ કે શાલિગ્રામ તથા ગોદમાં જે છોટા શ્રીબાલકૃષ્ણજી બિરાજે છે, જે જયંતિના દિને પંચામૃત સ્નાનને માટે પધારે તિલક થાય અને એમનું પૂજન થઅય. તે દિને આપ જુઓ વસંત ન હોય તો પણ કોઇ ઘરમાં કેવળ ચંદનથી તો કોઇ ઘરમાં ચંદન, અબીલ, ગુલાલથી પૂજન થાય છે. એમાં ચંદનના છાંટણા લગાડવાની પૂજનની પદ્ધતિ છે. એ પદ્ધતિથી એમનું પૂજન થતું. જયંતિના દિવસે શું તે પ્રણાલી હતી ? નહિં, તંત્રની પ્રણાલી હતી. પૂજનની પ્રણાલી હતી.

આપણે ત્યાં છોટા શ્રીબાલકૃષ્ણલાલ પૂજાના ઠાકોરજી હતા અને શાલિગ્રામજી પૂજાના ઠાકોરજી હતા. પ્રાણાયામ મંત્ર વિનિયોગ આ બધું હતું. મુખ્ય સ્વરૂપ આપણે ત્યાં ન હતા. આપણે લોકો એમ સમજતા કે પૂજા કરવાથી કોઇ મહાન અનર્થ થઇ ગયો કે અધર્મ થઇ ગયો. પણ હકીકતમાં એવો અધર્મ કે અનર્થ ન હતો. આવી માન્યતા શ્રીઆચાર્યચરણની ન હતી. શ્રીઆચાર્યજીના અનુસાર જેમ કે સંધ્યાવંદન આપણે કરીએ તે અધર્મ ન થઇ જતો, કેમ અધર્મ ન હતો ? એટલા માટે કે વેદ વિહિત હોવાથી આપણા જે અનિવાર્ય ક્રમ છે કે તે તો કરવાં જ જોઇએ, બ્રાહ્મણ હોવાના રૂપમાં.

આ જ પ્રકારથી વૈષ્ણવ સંપ્રદાયના અંતર્ગત સંપ્રદાયના રૂપમાં સ્વીકારીએ અથવા એક સામાન્યરૂપમાં, વૈષ્ણવ સંપ્રદાયના રૂપમાં સ્વીકારી તંત્રનું પ્રમાણ આપે સ્વીકાર્યું તંત્રની બધી પૂજનપ્રણાલી આપે સ્વીકારી હતી. જે આપણે માટે નિયત કર્તવ્યના અનુરૂપ શ્રીશાલિગ્રામજી આપની પાસે હતા અને એમનું પૂજન થતું. સંધ્યાની જેમ એક નિયત કર્તવ્ય હોવાના કારણે પાછળથી શું થયું ? તેમને અલગ ન રાખતાં, સેવામાં શ્રીઠાકોરજીની ગોદમાં બિરાજતા આ ક્રમ શરૂ થયો. અને પૂજન પ્રણાલીના જે મંત્ર સ્વરૂપ બિરાજતું. આચાર્યચરણની સ્પષ્ટ આજ્ઞા છે, શ્રીસુબોધિનીજીના એકાદશ સ્કન્ધમાં આ વાતનો ખુલાસો કર્યો છે કે, કેવળ પુષ્ટિમાર્ગના અંગરૂપ તદનુસાર ભક્તિ કરવી જોઇએ, સ્વતંત્ર ભક્તિ અને જો તે શક્ય ન હોય તો તંત્રના પ્રકારની ભક્તિથી જ પ્રભુની વિભૂતિનું પણ અર્ચન કરવું.

આવું વિધાન એકાદશ સ્કન્ધનાં શ્રીસુબોધિનીજીમાં કર્યું છે. વિભૂતિનું જ અર્ચન ન કરવું. સાક્ષાત્ કેશવનું જ અર્ચન કરવું. એમાં એ પણ ખુલાસો કર્યો છે કે પ્રકાર હજાર થઇ શકે; પ્રભુના સ્વરૂપના અને એક હજાર પ્રકારમાંથી અભિમત જે મૂર્તિ હોય જે આપને રુચતી હોય તે મૂર્તિનું તંત્રોક્ત પ્રકારથી પૂજન કરવું. એવી આપ આજ્ઞા કરે છે. અથવા બન્નેનો સમન્વય કરવો. પુષ્ટિમાર્ગીય સ્વતંત્ર ભક્તિ છે  તેનો સમન્વય કરવો. પરંતુ ખાસ કરીને બાલકોને બન્ને પ્રકાર શ્રીમહાપ્રભુજી દ્વારા જ પ્રાપ્ત થયેલા હતા.

એઓશ્રીએ પોતાના જ પ્રકારમાં જેમ કે એ ત્રણે આજ્ઞઅ આપેલી હતી, તેવી જ રીતે આચરી પણ હતી. યાત્રામાં પધઅરતા ત્યારે શાલિગ્રામ નિત્ય પૂજન માટે બિરાજતા, તો શાલિગ્રામજી જે આપશ્રીને ત્યાં નિત્ય પૂજનવિધિ અર્થે બિરાજતા, તેઓનું આપ પૂજન કરીને કંઠમાં આપ ધારણ કરતા હતા. તે તંત્રોક્ત પ્રકાર હતો. વૈષ્ણવ લોકો કંઠમાં શાલિગ્રામને ધઅરણ કરે, શૈવલોકો જેમ લીંગને ધારણ કરે છે તેમ. આપણે ત્યાંની પ્રણાલીથી વિચારીએ તો કંઠમાં ધારણ કરવા પ્રભુને પરિશ્રમ દેવા બરાબર છે. પરંતુ તંત્રમાં તે પરિશ્રમનો વિચાર નથી. એટલા માટે તે કંઠમાં ધારણ કરવામાં આવતા અને શ્રીઆચાર્યચરણ કરતાં તે તંત્રની વિધિના નિર્વાહથી, અને તે જ શાલિગ્રામ હતા તે કેવલ તંત્રની પૂજાના શાલિગ્રામ હતા.

તેવા તંત્રની પૂજાના સ્વરૂપ હતા. શ્રીબાલકૃષ્ણજી સદશ અને કેવળ સેવાના પ્રકાર સ્વરૂપ પણ આપણે ત્યાં બિરાજતા. મુખ્ય સ્વરૂપ જે બિરાજે સેવામાં એમાં પણ થોડો તંત્રોક્ત પ્રકાર છે. જેમકે પુરુષસૂક્તથી આપણે સ્નાન કરાવીએ સ્નાનયાત્રાને

દિવસે અને શ્રીભાગવતમાં પણ વિધાન છે અને તંત્રોક્ત પ્રણાલી છે. જેમકે પંચામૃત કરાવવું. આમ તો બાલભાવથી વિચાર કરીએ તો બાળકને કેવી રીતે પંચામૃત સ્નાન કરાવી શકાય? શક્યતા જ નથી. બાળકને પંચામૃત સ્નાન કરાવવું એ મોટો પરિશ્રમ થશે.

પરંતુ પ્રભુને આપણે કરાવીએ છીએ કેમકે તંત્રોક્ત પ્રકાર જ અંશતઃ આપશ્રીએ ગ્રહણ કર્યો છે. એટલા માટે તે બન્નેથી કરવું. સમુચ્ચય અથવા 'સમુચ્ચર્યા મર્યાદા' એવો ત્યાં પાઠ છે. એ સમુચ્ચયનો કલ્પ પણ આપણે ત્યાં હતો. આ વાતોમાં ધ્યાન ન આપવાથી પ્રવૃત્તિકાળમાં આપણને એ ભ્રાંતિ થઇ ગઇ કે જે મર્યાદા ભક્તિ છે તે કરવી અધર્મ છે અને આપણે તો કેવળ અનન્ય ષષ્ટિભક્તિ કરવી જોઇએ. પરંતુ જે શાસ્ત્રવિહિત ભક્તિ છે તેને જરા પણ અધર્મ ન ગણી શકાય, એ વાત સ્પષ્ટ છે. કેમકે જે નિશ્ચિત સંધ્યા કરે તે અધર્મ નથી તો વિહિત ભક્તિનો ક્રમ કેવી રીતે અધર્મ થઇ શકે?

તો પૂજાનો અર્થ કેવળ પૂજા લેવામાં આવે તો કોઇ આપત્તિ નથી. મારા હિસાબથી આપના પ્રશ્નનો અંશ છૂટો તો નથી રહ્યોને? શ્રીપ્રભુચરણનો શો વિચાર છે? શ્રીપ્રભુચરણનો બિલકુલ સ્પષ્ટ વિચાર કે પુષ્ટિભક્તિને અલગ કરીને બતાવી છે. તે આ વાત ને સમજવા માટે બતાવી છે કે પુષ્ટિભક્તિને આપણે તંત્રોક્ત ભક્તિ ન સમજીએ, પ્રભુચરણે જે પણ અલગ કરીને બતાવે છે તે એટલા માટે નથી કે તંત્રોક્ત ભક્તિથી અલગ પુષ્ટિભક્તિ છે, આથી તંત્રોક્ત ભક્તિ કરવી નહિ. અહીં તંત્રોક્ત ભક્તિનો સમુચ્ચય નથી. શ્રીપ્રભુચરણને માટે આવશ્યક કર્તવ્ય હતું કે તેને સ્વતંત્ર અલગ કરીને દર્શાવવું. શ્રીપ્રભુચરણે ભાર દઇને તે બધાં હેતું, તે બધા વચનો, તે બધા ગુણધર્મો જે જુદા જુદા કર્યા છે;

તેનો અર્થ એ નથી કે સમુચ્ચયનો સેવામાં નિષેધ કરે છે. જો સમુચ્ચયનો નિષેધ હોય તો આપશ્રીએ સેવામાંથી એ ક્રમ દૂર કર્યો હોય. પ્રભુચરણે દૂર નથી કર્યા તે બધા ક્રમ જે તંત્રોક્ત હતા. તે આપને વિવક્ષિત હતા. જેમકે પવિત્રા જે છે તે ભક્તોએ ધરાવ્યા છે? વ્રજભક્તોને કદી આ ભાવ જાગ્યો કે આટલા દિવસો અમે આપની સેવા કરી તે નિષ્ફળ ન જાય એટલા માટે આપ પવિત્રા ધરો. એવા વ્રજભક્તોમાં ભાવ જાગી જ ન શકે. આ તો આપણા હૃદયમાં જાગ્યો કેમકે તંત્રોક્ત ભક્તિ અને સ્નેહાત્મિકા ભક્તિનો માત્ર સમુચ્ચય કર્યો.

સર્વદા સેવ્ય ચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણનો વિવાહોત્સવ હવે આવી ગયો, આવો આપણે સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવકજનો આ અનેરા અવસરને વધાવીએ.

**राग काफी** :- वल्लभ बना ब्याहन आयो री ।। जरतारी बागो चीर पटको सीस सेहरो धरायो री ।। १ ।। भये असवार घोड़े पर रसिकवर सबको हीयो सिरायो री ।। बाजे बाजत छूटक आतसबाजी दीयो उजास छीन छायो री ।। २ ।। गावत गीत कंचनी नाचत थेई थेई सन्मुख आयो री ।। होत कुलाहल भांति भांतिको लागत परम सोहायो री ।। ३ ।। माथे छत्र चमर चहूंदिस दीसे ढ़रे भक्तन लाड़ लड़ायोरी ।। मनि मानिक नोच्छावरि करिके अनगन धन जु लुटायोरी ।। ४ ।। आसीस देत सबे नरनारी मांगल्य चारु बनायो री ।। प्रभु कल्याण दूलहनि पारवती दूलहो वल्लभराय पायो री ।। ५ ।।

: અમૃતનું આંચમન, આયો મહોચ્છવ પુસ્તકમાંથી સાભાર :

ભાવક :- દાસ ગોપાલ (જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા)

॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ જેઠ સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ જેઠ વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

જૂન ૨૨ ૨૦૧૦ થી જુલાઈ ૭ ૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-જેઠ સુદ | મંગળ | જૂન-૨૨ | **શ્રીનિર્જલા એકાદશી વ્રત।** |
| ૧૨ | બુધ | ૨૩ | |
| ૧૩ | ગુરુ | ૨૪ | શ્રીપ્રભુને અભિષેક માટે જલ ભરવું અને અધિવાસન કરવું. |
| ૧૪ | શુક્ર | ૨૫ | **જ્યેષ્ઠાભિષેક સ્નાનયાત્રા।** શ્રીચતુર્થપીઠાંતર્ગત શ્રીઆચાર્યગૃહરૂપ શ્રીગોકુલનાથજીના મંદિરમાં અભિષેકના સમયે શ્રીપુરાણી સંકલ્પ કરાવે તથા સુવર્ણધર્માનુવાક્ એવં પુરુષસૂક્તનો પાઠ કરે। |
| ૧૫ | શનિ | ૨૬ | |
| ૧-જેઠ વદ | રવિ | ૨૭ | |
| ૨ | સોમ | ૨૮ | **ચતુર્થ શ્રીવિઠ્ઠલરાજકુમાર આદ્ય ચતુર્થપીઠાધીશ્વર શ્રીમદ્‌ગોકુલનાથ પ્રભુચરણનો વિવાહોત્સવ (સં.૧૬૨૪)** |
| ૩ | મંગળ | ૨૯ | |
| ૪ | બુધ | ૩૦ | |
| ૫ | ગુરુ | જુલાઈ-૧ | બડી પઠૌની એવં વિવાહોત્સવ બાદ ગૃહ પ્રવેશ। |
| ૬ | શુક્ર | ૨ | |
| ૭ | શનિ | ૩ | |
| ૭ | રવિ | ૪ | |
| ૮ | સોમ | ૫ | |
| ૯ | મંગળ | ૬ | |
| ૧૦ | બુધ | ૭ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**જેમ સૃષ્ટિમાં ક્રિયાત્મા વરાહ છે તેમ જ્ઞાનાત્મક કપિલ છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૪-૨૬)

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# ગુરુ શિક્ષા

## ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

**તાદૃશ્ય એટલે તેના જેવો :-**

શ્રીગુંસાઈજી બતાવે છે કે,

एतादृश्यौ ते तत्साधिके....તાદૃશ્ય એટલે તેના જેવો, ભક્તો માટે આ શબ્દ વપરાય છે. તાદૃશી એટલે શું કહેવા માંગો છો? તાદૃશી શબ્દ કહેવાનો મતલબ એવો થાય છે કે જેવા વ્રજભક્તો હતા, જેવા ૮૪ વૈષ્ણવ, ૨૫૨ વૈષ્ણવ, (૭૮ ભગવદીય) હતા તેવી જ વ્યક્તિ આ છે. એટલે તાદૃશી, તેના જેવી એટલે તાદૃશી શબ્દનો અર્થ થાય છે કે ભગવાન જેવા થઈ ગયા હોય. જે ભગવાન જેવા થઈ જાય તેને તાદૃશી કહેવાય. એટલે ભગવાન જેવા જે બની ગયા છે તેવું કહેવાનું અત્યારે કોનુ સામર્થ્ય છે? કોઈ કહી શકે કે હું તાદૃશ્ય થઈ ગઈ ગયો?

તેથી તાદૃશ્ય શબ્દ માત્ર વ્રજભક્તો, ૮૪ વૈષ્ણવો કે ૨૫૨ વૈષ્ણવો (કે ૭૮ ભગવદીયો) માટે વપરાય કે જેઓને ભગવાનનો સ્વાનુભાવ થયો હતો. હજી વધારે સ્પષ્ટતા કરી આપુ અમને કહી શકાય કે તેઓ અવતાર દશાના જીવો હતા. શ્રીમહાપ્રભુજી આજે પણ બીરાજે છે પણ આજે આપણા દેહ, ઈન્દ્રીય, પ્રાણ અને અંત:કરણ માટે તેની યોગ્યતા ન હોવાના કારણે પ્રત્યક્ષ નથી. તેથી આજે શ્રીમહાપ્રભુજીની અનાવતાર દશા છે. એવી જ રીતે પ્રભુની પણ અવતાર દશા અને અનાવતાર દશાનો ઉલ્લેખ છે. તો જે અનાવતાર દશામાં તાદૃશ્ય નથી હોતા અને તેથી બીજુ સમજી લેજો.

તમે જેને તાદૃશી કહો, ભગવદીય કહો કે પરમ ભગવદીય કહો અથવા પરમ ભાગવત્ કે ભાગવત કહો આ બધા શબ્દો સમાનાર્થક શબ્દો છે અને એની સાથે બીજી પણ નોંધ લઈ લેજો કે તાદૃશી ન હોય તેને ભગવદીય કે પરમ ભગવદીય લખવું તે પાપ છે. મહા પાપ છે. મારી વાત સ્વીકારો કે ન સ્વીકારો પણ સત્ય આટલું જ છે, તે તમે સ્પષ્ટતાથી સાંભળી લેજો તેમાં બે મત નથી અને તે સત્યને જાણવા માટે દેવકીનન્દન કહે છે એટલે નહીં પણ શ્રીમહાપ્રભુજીના ગ્રંથો એને કહી રહ્યા છે એની ચકાસણી કરી લેજો.

એથી ભગવદીય અને પરમ ભગવદીય તમે લખી રહ્યા છો ને તેથી તમે પણ પાપમાં પડી રહ્યા છો અને સામેવાળાને સંબોધન કરીને પાપમાં પાડી રહ્યા છો, કેમ કે તે થવાની યોગ્યતા કોની છે? આજે જે ૮૪ વૈષ્ણવોના સ્વરૂપ છે તે પ્રમાણે તે બધાને એવું લખવાનું શરૂ કરો અને શ્રી પદ્મનામદાસ સદૃશ્ય, શ્રી દામોદરદાસ સદૃશ્ય એવું લખતા કે એવું લખવાનું સાહસ ન કરી શકતા હો તો ભગવદીય શબ્દનો પણ તે જ મતલબ થાય. ભગવદીય શબ્દનો અર્થ થાય તે ભગવાનનો થઈ ગયો. જે ભગવાનમય જીવન જીવી રહ્યો છે એવા શૂરવીરને શોધી કાઢો અને શોધીને પછી એમને ભગવદીય લખો. અવશ્ય લખો.

एतादृश्यौ શબ્દ સંસ્કૃત ભાષાનું દ્વિવચન છે. તનુજા વિત્તજા આવી રીતે જો છૂટી પાડી દઈએ તો શ્રીગુંસાઈબાવા કહે છે કે શું થશે? તત્સાધિકે એ ફલાવસ્થાને સિધ્ધ કરનારી, તનુજા વિત્તજા બે શબ્દમાં છૂટી પાડેલી સેવા તત્ એટલે કે ફલાવસ્થાની સિધ્ધ કરનારી નહીં એટલે કહે છે एतादृश्यौ ते तत्साधिके न इति अभिप्रायज्ञापकं समस्तं पदम्। આ છે શ્રીમહાપ્રભુજીનો અભિપ્રાય, આવા આશયને, આ અભિપ્રાયને જણાવવા માટે શ્રીમહાપ્રભુજીએ સમસ્ત પદમાં એટલે કે

સમાસવાળો સંયુક્ત તનુવિત્તજા શબ્દ ઉપયોગ કર્યો છે. તનુજા વિત્તજા શબ્દને સિધ્ધાંત મુક્તાવલીમાં છૂટા છૂટા કહ્યા નથી. આ સમાસવાળુ પદ કેમ શ્રીમહાપ્રભુજીએ મુક્યું તેની સ્પષ્ટતા શ્રીગુંસાઈજી કરી રહ્યા છે.

તનુવિત્તજા જુદા જુદા નથી. एतेन..... भगवदर्थम्......निरूपधिक.....स्वसर्वस्व निवेदनपूर्वकं तत्रैव स्वदेह विनियोगे प्रेम्णि जाते सा भवति इति भाव : ।

एतेन એટલે તેથી, भगवदर्थम् એટલે ભગવાન માટે, निरूपधिक એટલે કોઈ પણ હેતુ વગર, સેવાનુ ફળ શું ? સેવા. જે વ્યક્તિ સેવાનું ફળ સેવા રાખતી હોય, એટલે કોઈપણ હેતુ વગરની હોય તો તે નિરૂપધિક કહેવાય. જેમા કોઈ હેતુ, કોઈ બદલો, કોઈ વલણ વગરની સેવા ભગવાન માટે કોઈ હેતુ વગર સ્વ, સર્વસ્વ નિવદન પૂર્વક સેવા. આખા વર્ષની આવકની ૦.૦૨ ટકા રકમ પણ શ્રીઠાકોરજી માટે વપરાતી નથી અને શ્રીમહાપ્રભુજી કહે છે કે सर्वस्व निवेदनपूर्वकं અને પછીનો શબ્દ છે तत्रैव, તત્ર એવ અને तत्रैवનો મતલબ થાય ત્યાં જ, જ્યાં તમે સર્વસ્વ નિવેદન કર્યું છે. પોતાનુ સ્વસર્વસ્વ નિવેદન તમે જ્યાં કર્યું છે ત્યાં સ્વ-દેહ-વિનિયોગ. ત્યાં શુ થવું જોઈએ ?

પોતાના તમારા દેહનો વિનિયોગ થવો જાઈએ અને તત્રૈવ, ઐવ કાર કરીને તેને જુદા પાડી દે છે કે બીજી કોઈ જગ્યાએ નહી. જ્યાં તમે સર્વસ્વ નિવેદન કર્યું છે ત્યાંજ તમે પોતાના દેહનો વિનિયોગ કરો ત્યારે ધીમેધીમે સેવા કરતા કરતા પ્રેમ સિધ્ધ થઈ જશે. એટલે હવે નોંધો સેવાની કેટલી અવસ્થા છે. (૧) પ્રેમ રહિત ક્રિયા (૨) પ્રેમ સહિત ક્રિયા (૩) વિશુધ્ધ પ્રેમ (૪) આશક્તિ એ ચોથી અવસ્થા (૫) વ્યસન (૬) સર્વાત્મભાવ આ છ સોપાન છે અને જ્યારે સર્વાત્મભાવ સુધી જીવ જ્યારે પહોંચે ત્યારે તાદશી થઈ જાય. ત્યારે એને પરમ ભગવદીય કહેવાય. બાકી તો પ.ભ.માં જ રહેવાના છે. પરમ ભગવદીય કદીય રહેવાના નથી.

એ પરમ ભગવદીય ત્યારે જ થશે કે જ્યારે છઠ્ઠું સોપાન સર કરી જશે ત્યારે જ એ પરમ ભગવદીય કહેવાશે અને ૮૪ વૈષ્ણવો કે ૨૫૨ વૈષ્ણવો કે ૭૮ ભગવદીયોની હરોળવાળા થઈ ભગવાનનો સ્વાનુભાવ કરી શકશે. જે ક્ષણે એ છઠ્ઠું પગથીયું સેવાય તે ક્ષણે જ તે જ ૮૪ વૈષ્ણવો કે ૨૫૨ વૈષ્ણવો કે ૭૮ ભગવદીયોની હરોળમાં આવી જાય. આ કારણથી શ્રીગુંસાઈજી આજ્ઞા કરે છે કે જ્યાં તમે સર્વસ્વ નિવેદન કરો ત્યાંજ સ્વદેહે વિનીયોગ કરશો અને તે પ્રમાણેની સાધન અવસ્થાની સેવા કરતા કરતા જ્યારે તમારો પ્રેમ સિદ્ધ થઈ જશે ત્યારે શુદ્ધ પ્રેમની અવસ્થા ત્યારે प्रेम्णि जाते સ્વાનુભૂતિ એટલે કે ફલાવસ્થા સિદ્ધ થઈ જશે. અન્યથા સિદ્ધ થશેજ નહીં.

**મંદિરનો પ્રસાદ અને દર્શન :-**

આજે મંદિરનો ઉદ્ઘોષ કરનાર લોકો છે તેમની પાસેથી શ્રીગુંસાઈજી બાવાના શબ્દો સુધારવાની એક સ્થિતિ સત્તા લાવી આપો. જ્યાં શ્રીઠાકોરજી બીરાજે છે અને એ શ્રીઠાકોરજીના નામે આખી ચલ અચલ સંપત્તિની વસીહત જે લોકો કરી દે અને મંદિરમાંજ રહીને પોતાના દેહને મંદિર માટે અને શ્રીઠાકોરજી માટે ઘસી દે તો હું તમને સ્વીકારી લઉં કે એ મંદિરનો પ્રસાદ પણ ચાલશે અને એ મંદિરના દર્શન પણ ચાલશે. બાકી એ કયા સિદ્ધાંતે બતાવી રહ્યા છો કે મંદિરમાં તનુવિત્તજાનો સિદ્ધાંત આવી ગયો અને તે સિવાય કોઈ સિદ્ધાંત વચન હોય તો છેલ્લા ૩૦ વર્ષથી કહી રહ્યા છીએ અને પુસ્તકો ગ્રંથોના આધારે કહી રહ્યા છીએ એટલે અમે કહીએ છીએ કે કાંઈ એક ઈંચ જેટલુ પણ, ચબરખી જેટલુ પણ છપાવીને

શ્રીમહાપ્રભુજીના, શ્રીગુંસાઈજીના કે આચાર્યના શબ્દો કે સામુહિક અને સાર્વજનિક સેવા બીજાના પૈસે થઈ શકે છે એવી એક લાઈન પણ બતાવે તો ત્યારે શૂરવીર જાણીએ.

વાતો કરવાથી તો કોઈ વસ્તુ સિદ્ધ નથી થઈ જતી. શબ્દોનો તમે ઈન્કાર નહી કરી શકો. તમને ગમતું હોય કે ન ગમતું હોય પણ ખૂબ પ્રેમથી મંડાણ ચલાવજો તેની ના નથી. લડ્ડુ, મોહનથાળના કરતા પણ દસગણા મનોરથ કરાવજો તેની ના નથી પરંતુ તે બધું કરાવતા પણ તમારી સેવા શ્રીમહાપ્રભુજીના નામે સિદ્ધ થશે કે કેમ? કારણ કે એ સેવા શ્રીમહાપ્રભુજીની નથી. એ પ્રકાર શ્રીમહાપ્રભુજીનો નથી.

**વેતન આપીને કરાવવામાં આવતી સેવા :-**

આ વાતને ખ્યાલમાં સારી રીતે લઈ લો. કારણ મૂળ પૃષ્ઠભૂમિને આધારે સેવા અને ભક્તિમાર્ગને સમજવો છે એટલે ભક્તિમાર્ગ અને શરણમાર્ગની ચર્ચા આજે શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતના આધારે કરીશ. હજી એની વધારે સ્પષ્ટતા કરી આપું. શ્રીમહાપ્રભુજી કહી રહ્યા છે કે : तत् चेत् वित्तं, वेतनत्वेन दत्वा कार्यते तदा सा चितस्य राजसत्वं कुर्वन्ती चितस्य तत्प्रवणत्वं न करोति ।

બીજાને તનુજા સેવા મુલ્યના રૂપે વિત્ત આપીને કરાવવામાં આવતી હોય ત્યારે તે વિત્તજા સેવા ચિત્તને રાજસભાવથી યુક્ત બનાવે છે પણ કૃષ્ણ પ્રણવ બનાવી શકતી નથી. तत् चेत् वित्तं એટલે કે પૈસો वेतनत्वेन दत्वा એટલે કે વેતન આપીને ભાડૂતી માણસને પગાર આપીએ એ રીતે कार्यते કરાવે છે. વેતન પ્રમાણે જો પૈસા આપીને સેવા કરાવવામાં આવે तदा सा એટલે તે સેવા चितस्य તમારા ચિત્તમાં એટલે કે આ પ્રકારે પૈસા આપીને સેવા કરાવનારના ચિત્તમાં राजसत्वं कुर्वन्ती રાજસપણું ઉત્પન્ન કરીને चितस्य ચિત્તની तत्प्रवणत्वं શ્રીકૃષ્ણની પ્રવણતા न करोति ગીતામાં જોઈ લેજો કે જ્યારે જ્યારે રજોગુણનો વધારો થાય છે ત્યારે તમોગુણ વધીને પતન થાય છે અને તેનાથી ઉત્તમ ગતી પ્રાપ્ત થતી નથી. આ સ્પષ્ટ વચન જોઈ લેશો.

...પૈસા બીજાના...ઠાકોરજી બીજાના......બીજાના માથે બીરાજતા હોય ત્યાં શ્રીઠાકોરજી માટે પૈસા આપીને જે સેવા કરાવી રહ્યા છે તો શ્રીમહાપ્રભુજી કહે છે કે રાજસીક્તા ઉભી કરતા કરતા ચિતમાં ભગવતપ્રબળતા ઉભી કરી શકાતી નથી. यदि च वित्तं वेतनत्वेन गृहीत्वा क्रियते तदा ।

આપણા કહેવાતા આધુનિક પુષ્ટિમાર્ગમાં બે પ્રકાર છે. એક પૈસા આપનારો વર્ગ છે અને બીજો પૈસા લેનાર વર્ગ છે. પૈસા આપનાર વર્ગના **અહમ્** અને **સ્વાર્થ** સિદ્ધ થઈ રહ્યા છે. ભ્રમણા ચિતમાં બની રહી છે કે અમે ધરમ કરી લીધો અને જે પૈસા લઈને સેવા કરી રહ્યા છે તેમના ઉદરનું પોષણ આનાથી થયું એટલે બંને વર્ગના સ્વાર્થ સિદ્ધ થઈ રહ્યા છે.

એક સરસ ઉદાહરણથી આ વાત તમને બરાબર સમજાશે. ઉંટનું લગ્ન હતું એટલે તેણે ગધેડાને જઈને કહ્યું કે ભાઈ આજે મારા લગ્ન છે. લગ્નની બધી તૈયારી થઈ ગઈ છે અને આજે જ્યારે હું લગ્ન મંડપમાં બેસું ત્યારે તું ગાન કરજે. ગધેડાએ કહ્યું કે સામાન્ય રીતે તો હું ક્યાંય જતો નથી પણ તું મારો મિત્ર છે એટેલ તારા ઘરે જરૂરથી આવીશ. વાત નક્કી થઈ ગઈ, સમય નક્કી થઈ ગયો, હવે ઉંટરાજ જ્યારે લગ્ન મંડપમાં બેઠા ત્યારે ગધેડાભાઈ મંડપમાં આવીને બિરાજ્યા અને હોંચી હોંચી કરીને ગાવાનું શરૂ કર્યું, એમને તાન છેડી, તાન છેડતાની સાથે જ ઉંટરાજ બોલ્યા વાહ વાહ શું રાગ છે! શું સુંદર અવાજ છે! આવો સ્વર તો કોઈ દિવસ સાંભળ્યો નથી. શું સ્વરમાં અત્યારે રંગત આવી છે. એટલે ગર્ભરાજ પણ ત્યાંથી

બોલ્યા કે વાહ વાહ આવા રૂપના તો મેં કોઈ જગ્યાએ દર્શન કર્યો નથી. જે રૂપ અત્યારે ઉંટનું છે. એટલે બંને પોતપોતાની રીતે એક બીજાના દોષ હોવા છતાં દેખાય નહી એટલે દોષારોપણના બદલે વખાણ કર્યા કરે. અત્યાર સુધી આપણે પૈસા આપનારની શી વ્યાખ્યા છે તે બતાવી દીધી.

સંકલનઃ- સિદ્ધાંત વિમર્શ! માંથી સાભાર.....



## સ્વ-માર્ગીય સમજ

### મુખ્ય પરિચારકોને તનુજાનું ફલ મળે કે નહિં ?

મુખ્ય પરિચારક, કે જેને શ્રી...નાં ચરણસ્પર્શ થતાં હોય અથવા ભગવત્સાન્નિધ્યમાં સ્થિતિ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હોય તેના અન્તઃકરણમાં જો એવો ભાવ રહે કે 'આચાર્યકુલ ઉપર અથવા વૈષ્ણવ માથે જે પ્રભુ બિરાજે છે તેઓએ મારી ઉપર અનુગ્રહ કરીને આનન્દઘન પ્રભુની સેવા મને સોંપેલી છે, તે મારા અહોભાગ્ય છે, અને તેને લઇને મને જે કંઇ પ્રભુપ્રસાદ મળે છે તે મહા ફલરૂપ છે, તેમજ દ્રવ્યાદિક મળે છે તે પણ મારી પાછળ લૌકિકમાં રહેલાં સ્ત્રી, પુત્ર, વગેરેના નિર્વાહ માટે પ્રભુની પ્રેરણાથી જ મળે છે. તેથી પ્રભુ અને સર્વદા પોતાની સેવાનો આનન્દાસ્વાદ કરાવે તો સારૂ.'

એવી ભાવના રાખીને જો સેવા કરે તો ભગવાનના શ્રીચરણસ્પર્શના પ્રતાપથી યથાધિકાર શીઘ્રતાથી અથવા વિલમ્બથી ભગવાનમાં તેનો અનુરાગ ઉત્પન્ન થાય. એટલે કે મુખ્ય પરિચારકો ઉપર્યુક્ત ભાવના રાખીને જો સેવા કરે તો તેમને પણ માનસી અવશ્ય સિદ્ધ થાય, પરંતુ સેવા કરનાર પાપાચરણ કરે, અથવા કેવળ ચાકરી સમજીને મજુરની માફક સેવા કરી દ્રવ્ય લે, તો તેને સેવાનું અલૌકિક ફળ કંઇપણ થતું નથી, પણ શૌચ જવામાં ગંગાજળનો ઉપયોગ કરનારની જેમ પાપાચરણની નિષ્ઠાથી દ્રવ્ય લઇ સેવા કરતો હોવાથી ઉલટો પાપનો ભાગી બને છે. આ બધાનું તાત્પર્ય ટુંકમાં એટલું જ છે કે ભગવત્સુખનો વિચાર કરી કરવામાં આવતી તનુવિત્તજા તે માનસીની સાધિકા છે. જ્યારે તેનો વિચાર કર્યા વિના કરવામાં આવતી તનુવિત્તજા માનસીને સિદ્ધ કરી શક્તી નથી.

### માનસી એટલે શું ?

लोकिकानुसन्धानरहितभगवदेकतानचित्तता **मानसी**, અર્થાત્ લૌકિકનું અનુસન્ધાન રહ્યા વિના ભગવાનમાં જ ચિત્ત લાગી રહેવું તેનું નામ **માનસી**. તે માટે ભગવાન કપિલદેવજી આજ્ઞા કરે છે કે :

मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।
मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ ।।
लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ।।

'મારા ગુણના શ્રવણમાત્રથી સર્વની ભીતર રહેલા એવા મારે વિષે, જેમ ગંગાજલ પર્વતાદિકનું ભેદન કરીને અવિચ્છિન્ન રીતે સમુદ્રમાં ગતિ કરે છે, તેજ પ્રમાણે લૌકિક-વૈદિક પ્રતિબન્ધોને દૂર કરીને મનની ગતિ કરવી તેનું નામ **માનસી**. એજ નિર્ગુણ ભક્તિ પણ કહેવાય છે.' અત્ર એક દષ્ટાંત દેવુ ઉપયુક્ત છે. 'એક બ્રાહ્મણ વૈષ્ણવ સકુટુમ્બ

ભગવત્સેવા કરતો હતો, તેણે પોતાના પુત્રની વધુને ગાંડી સમજી ભીતરની સેવા તેની પાસે ન કરાવતાં તેને આવ્યા ગયા વૈષ્ણવોની સેવામાં નિયુક્ત કરી હતી. વૈષ્ણવોની સેવાથી તે પુત્રવધૂ ઉપર ભગવત્કૃપા થઇ, એક દિવસ જ્યારે તેના સ્વસુર શ્રૃંગાર કરી રહ્યા હતા ત્યારે મનમાં વિચાર કરવા લાગ્યા કે - આજ રાજભોગ જલ્દી કરી લઇ જોડા પહેરવા લઇશ, તેટલા કોઇ એક વૈષ્ણવે બહારથી આવી તેને હેલો પાડ્યો, ત્યારે પુત્રવધૂએ જવાબ આપ્યો કે શ્વશુરજી घरमें नहीं है, जूती पहरने गये है ! આ સાંભળી બ્રાહ્મણ વૈષ્ણવ પુત્રવધૂને ધન્યવાદ આપવા લાગ્યો અને તેના ઉપર વિશેષ ભગવત્કૃપા જાણી બધી સેવા તેની પાસે કરાવવા લાગ્યો અને પોતે પણ ત્યારથી ચિત્ત એકાગ્ર રાખી ભગવત્સેવા કરવા લાગ્યો. તાત્પર્ય કે ભગવદેકતાન ચિત્ત કરવું તે માનસી. આ માનસી સેવા શ્રીગોપીજનોને યથાર્થ સિદ્ધ થઇ હતી. તેથી જ સૂરદાસજીએ गोपी प्रेमकी ध्वजा जिन घनश्याम किए अपने बस उर धरि श्याम भुजा, આ પ્રકારે ગાન કર્યું છે. તેમજ ભગવાને પણ ઉદ્ધવજીને માનસી સેવાના ઉદાહરણ તરીકે શ્રીગોપીજનોનીજ સરાહના કહેલી છે કે:-

ता नाविदन्मय्यनुषङ्गबद्धधिय : स्वमात्मानमदस्तथेदम् ।
यथा समाधौ मुनयोऽब्धितोये नद्य : प्रविष्टा इव नामरूपे ।। श्रीभागवगत.

'હે ઉદ્ધવ ! જેમ મુનિલોકોને સમાધિ વખતે બ્રહ્મના અનુભવ સિવાય બીજા કશ્જાનું પણ અનુસન્ધાન રહેતું નથી, જેમ નદીઓ સમુદ્રમાં પ્રવિષ્ટ થયા પછી પોતાનાં નામરૂપને જાણતી નથી તે પ્રકારે આસક્તિને લઇને જે ની મનોવૃત્તિ મારે વિષે બંધાઇ ગયેલી છે તેવાં ગોપીઓને પોતાના દેહ વગેરે ઐહિક, પારલૌકિક કશાનું પણ અનુસન્ધાન ન રહ્યું', આ જ સેવા સર્વોત્કૃષ્ટ અને ફલરૂપા છે.

તેથી શ્રીમહાપ્રભુજીએ मानसी सा परा मता, માનસી સેવા શ્રેષ્ઠ મનાયેલી-ફલરૂપ છે. આ પ્રકારની આજ્ઞા કરી. ભગવાનના જ્ઞાનાવતાર ભગવાન શ્રીવ્યાસ પણ સહકાર્યન્તરાધિકરણમાં ભગવત્પ્રાપ્તિ માટે માનસ સાધનની ઉત્તમતા પ્રતિપાદન કરે છે. ભગવતી શ્રુતિ પણ ઉદ્ઘોષ કરે છે કે मनसैवावाप्तव्यम् મન વડે જ પ્રાપ્ત કરવા યોગ્ય છે. તે માનસી ક્રમે કરી સિદ્ધ થાય છે. એટલે કે પ્રથમ ચિત્ત ભગવત્સન્મુખ થવાથી કંઇક નમ્ર બને છે, ત્યાર પછી પ્રભુને અધીન બને છે, અને ત્યાર પછી ભગવદ્ એકતાન થાય છે. તે અવસ્થામાં ભગવદતિરિક્ત બાહ્યનું કંઇ અનુસન્ધાન રહેતું નથી. આ પ્રકારની ચિત્તની ત્રણ અવસ્થા થવાનું 'ભક્તિવર્ધિનીમાં' શ્રીમહાપ્રભુજીએ નિરૂપણ કરેલું છે કે :-

तत : प्रेम तथा आसक्तिर्व्यसनं च यदा भवेत् ।

તે શ્રવણાદિક કરતા રહેવાથી પ્રભુમાં પ્રેમ, આસક્તિ અને વ્યસન થાય છે, અને વ્યસનની દશામાં શ્રીકૃષ્ણ સિવાય તે ભક્ત ક્ષણમાત્ર પણ રહી શક્તો નથી, અને ભક્ત પ્રભુમય બની જાય છે, એજ માનસી....

## દ્રવ્ય આપીને સેવા કરાવવામાં આવે તે વિત્તજા ખરી કે નહિં..

**શિષ્ય** :- ગુરુદેવ ! આપશ્રીએ તનુવિત્તજાને સાધન અને માનસીને ફલરૂપ બતાવી છે, પરંતુ એક શંકા મનમાં થાય છે, આપશ્રી કૃપા કરી સમાધાન કરશો. શ્રુતિ કહે છે કે : ब्रह्मविदाप्नोति परम् બ્રહ્મજ્ઞાની પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. આ શ્રુતિપ્રમાણે બ્રહ્મજ્ઞાન સિવાય પર-પુરુષોત્તમની પ્રાપ્તિ તો થાય નહિં, અને બ્રહ્મજ્ઞાન તો વર્ષો સુધી નિયમાનુસાર ગુરૂપસત્તિ (શ્રીગુરુદેવની પાસે રહીને) કરી વેદાન્ત શ્રવણ કરે ત્યારે પ્રાપ્ત થાય, પરન્તુ ભગવદીયો તો कृष्णसेवा सदा कार्या એ વચનાનુસાર સર્વ કાલમાં કૃષ્ણસેવા જ કરવાની છે એટલે તેને વેદાન્તશ્રવણ મનનાદિનો તો અવકાશ રહેશે

નહિ તો તેને બ્રહ્મજ્ઞાન કેમ થશે ? અને બ્રહ્મજ્ઞાન વિના પરપ્રાપ્તિ તેમજ અજ્ઞાનકાર્ય-સંસારની નિવૃત્તિ પણ કેમ થશે ? તે કૃપા કરી આજ્ઞા કરો.

<u>ગુરુદેવ</u> :- ભગવદીયને તનુવિત્તના કરતા રહેવાથી જ અજ્ઞાનકાર્ય-સંસારરૂપ દુ:ખની નિવૃત્તિ તથા બ્રહ્મજ્ઞાન જે પરપ્રાપ્તિમાં આવશ્યક છે તે થઇ જાય છે, તે માટે ભગવત્સેવકે સ્વતન્ત્ર પ્રયાસ સર્વથા અકરણીય છે. બ્રહ્મજ્ઞાન એટલે **अहं ब्रह्मास्मि** નહિં, પરંતુ પોતાના આત્મામાં તથા આ દૃશ્યમાન પ્રપંદમાં અક્ષરબ્રહ્મત્વેન જ્ઞાન થવું. કે આ પ્રભુની ક્રીડાનું સ્થાન હોવાથી અક્ષરબ્રહ્માત્મક છે, તેનું નામ **ब्रह्मज्ञान**. અને આ પ્રકારનું બ્રહ્મજ્ઞાન થયા પછી તે અક્ષર બ્રહ્મમાં રમણ કરનાર પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન કરવાની ભક્તને તીવ્ર આર્તિ થશે, ત્યારે સેવા કરતાં કરતાં તેમનાં દર્શનરૂપ મુખ્ય ફલપ્રાપ્તિ તે ભક્તને થશે.

ક્રમશ:

ઉપદેશ મિમાંસા ગ્રંથમાંથી (શ્રીપુરુષોત્તમચરણ કૃત ઉપદેશવિષયકશંકાનિરાસવાદને આધારે) સાભાર...



## શ્રીકૃષ્ણપ્રાદુર્ભાવ ક્યાં ?

**(લેખક : ભાનુશંકર ત્રિભુવન શાસ્ત્રી)**

### શ્રીકૃષ્ણનું પ્રાગટ્ય શ્રીગોકુલમાં

**પ્રશ્ન** :- પ્રભુ શ્રીકૃષ્ણ-પૂર્ણપુરુષોત્તમનું પ્રાગટ્ય તો શ્રીમથુરામાં થયું છે એમ અમે સાંભળતાં આવીએ છીએ, અને વસ્તુસ્થિતિ પણ તેવી જ છે. શ્રીમથુરામાં શ્રીપ્રભુનું પ્રાગટ્ય ચાર વ્યૂહરચિત થયું છે. 'અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ અને વાસુદેવ', આ ચાર વ્યૂહ છે. અનિરુદ્ધનું કાર્ય ધર્મરક્ષણ કરવાનું છે, જ્યારે ધર્મનું રક્ષણ થાય ત્યારે અસુરદ્વેષી સાધુપુરુષોનાં ચિત્ત પ્રસન્ન થાય છે. શ્રીશુકદેવજી जायमानेऽजने तस्मिन्नेदुर्दुन्दुभयो दिवि। मनांस्यासन्प्रसन्नानि साधूनामसुरद्रुहाम्। આ શ્લોકમાં શ્રીપ્રભુના પ્રાગટ્ય સમયે અસુરદ્વેષી સત્પુરુષોનાં ચિત્તની પ્રસન્નતા જણાવે છે, સત્પુરુષોમાં ચત્તિ ત્યારે પ્રસન્ન થાય કે જ્યારે ધર્મનું રક્ષણ થાય. તેથી માલુમ પડે છે કે શ્રીપ્રભુ ધર્મનું રક્ષણ કરવા અનિરુદ્ધવ્યૂહ સાથે પણ પ્રગટ્યા છે.

देवक्यां विष्णुरूपिण्यां આ શ્લોકમાં શ્રીદેવકીમાં શ્રીવિષ્ણુનું રૂપ આવેલું છે એમ કહ્યું છે તે પ્રદ્યુમ્ન વ્યૂહનું કાર્ય છે. પ્રથમથી શ્રીવસુદેવજીમાં પ્રભુ પધાર્યા અને ત્યાંથી લૌકિક રીતિથી શ્રીદેવકીજીમાં પધાર્યા છે. આ વાત आविवेशांशभावेन मन आनकदुन्दुभे :। दधार सर्वात्मकमात्मभूतं काष्ठां यथानन्दकरं मनस्त :। ઉક્ત પદ્યદ્વયથી સિદ્ધ થાય છે અને તેથી જણાય છે કે શ્રીપ્રભુ પ્રદ્યુમ્નવ્યૂહથી પણ પ્રગટ્યા છે, અને जायमाने जनार्दने આ વાક્યમાં જીવોના અજ્ઞઅનનો પ્રલય કરનાર પ્રભુ છે;

એમ કહ્યું છે અને પ્રલયનું કામ શ્રીસંકર્ષણનું છે, તેથી શ્રીસંકર્ષણ સહિત પણ પ્રભુનું પ્રાગટ્ય જણાય છે. विष्णु : सर्वगुहाशय : આ વાક્યથી સાક્ષાત્ પુરુષોત્તમનું પ્રાગટ્ય કહ્યું છે. મથુરામાં પૂર્ણ પુરુષોત્તમનો જન્મ થયો છે.

આ વાત ઉપર્યુક્ત ઉહાપોહથી સિદ્ધ છે છતાં પણ શ્રીશુકાચાર્ય दुर्बुद्धं सुबुद्धं भवति આ ન્યાયને અનુસરી પોતાના પ્રભુનાં પ્રાગટ્ય કથા કીર્તનના રસમાં મગ્ન થઇ दिशीन्दुरिव पुष्कल : વાક્યથી પૂર્ણતયા પૂર્ણ પુરુષોત્તમના પ્રાદુર્ભાવને સાબીત કરે છે, માટે જ શ્રીમદ્ ભાગવતાદિ શાસ્ત્રોમાં वसुदेवग्रहे साक्षाद् भगवान् पुरुष : पर :, શ્રીવસુદેવના ઘરે ભગવાન શાક્ષાત્ પર પુરુષોત્તમનું પ્રાગટ્ય કહે છે અને ત્યાંથી તે પૂર્ણ પુરુષોત્તમને શ્રીવસુદેવજી શ્રીનન્દરાયજીને ઘેર પધરાવ્યા છે.

ત્યાં તો માયાનું પ્રાગટ્ય થયું છે. કારણકે ભગવાને જ त्वं च नन्दपत्न्यां भविष्यसि तु નંદરાણીમાં થઈશ, એમ કહ્યું છે, તો શ્રીગોકુલમાં તો માયાનું પ્રાગટ્ય છે, શ્રીપ્રભુનું પ્રાગટ્ય નથી, અને કદાચ અમે માની પણ લઈએ કે શ્રીપ્રભુનું પ્રાગટ્ય શ્રીનંદાલયમાં છે, પરંતુ શ્રીવસુદેવ-દેવકીએ જેમ સ્તુતિ કરી તેમ ત્યાં શ્રીનન્દ-યશોદાએ સ્તુતિ કેમ ન કરી? તેથી શ્રીનન્દાલયમાં તો માયાનો જન્મ છે અને શ્રીમથુરામાં પૂર્ણ પુરુષોત્તમનું પ્રાગટ્ય છે.

**શંકાનિરાસ** :- આ શંકા નિર્મૂલ છે, કારણકે જેવી રીતે શ્રીમથુરામાં શ્રીપ્રભુનો જન્મ છે તેમ નંદાલયમાં પણ છે, કારણકે ભગવાન શ્રીવૈશ્વાનરે (શ્રીમહાપ્રભુજીએ) શ્રીસુબોધિનીજીમાં पुरुषोत्तमस्तु नन्दगृह एव मायया सह जात : પૂર્ણ પુરુષોત્તમ શ્રીનન્દરાયજીના ઘરમાં માયા સાથે જ પ્રગટ થયા છે, એમ કહ્યું છે. તેથી નંદાલયમાં પણ શ્રીપ્રભુ પ્રગટ્યા છે તો ઉક્ત વાક્યમાં एव અયોગ્યવ્યવચ્છેદક સમજવો; અન્યયોગ્યવ્યવચ્છેદક ન સમજવો. જો નંદાલયમાં જ શ્રીપ્રભુ પ્રગટ્યા છે એવો અર્થ કરીશું તો वसुदेवगृहे साक्षाद् भगवान्पुरुष : पर : આ વાક્યનો વિરોધ આવશે, માટે एव કાર અયોગ્યવ્યવચ્છેદક જાણવો.

અર્થાત્ નન્દાલયમાં શ્રીપ્રભુનું પ્રાગટ્ય માયા સાથે થયું જ છે, એમ સમજવું. જો શ્રીવસુદેવને ઘેર પૂર્ણ પુરુષોત્તમનું પ્રાગટ્ય ન થું હોય તો ભગવદ્વદનવૈશ્વાનર (શ્રીમહાપ્રભુજી) पूर्णेन्दुप्राकट्यस्थानं प्राच्येन तथा पूर्णशक्ते : पुरुषोत्तमस्य प्राकट्यस्थानं देवक्यैव, अत : सर्वकालपूर्णो भगवान् सच्चिदानन्दविग्रह : अकस्मादग्रे प्रादुर्भूत : આ પંક્તિમાં સચ્ચિદાનન્દવિગ્રહ પૂર્ણ ભગવાન્ પ્રગટ થયા એમ કેમ કહે? તેથી અયોગ્યવ્યવચ્છેદક એવકાર છે, અન્યયોગ્યવ્યવચ્છેદક નથી.

અત્રે આશંકા ઉદ્ભવે છે કે જો નંદાલયમાં શ્રીપ્રભુ પ્રગટ્યા હોય તો आविवेशांशभावेन ઈત્યાદિ વાક્યોથી જેમ શ્રીપ્રભુનો શ્રીવસુદેવમાં પ્રવેશ બતાવે છે તેમ શ્રીનન્દરાયયજીમાં પ્રવેશ કેમ નથી બતાવતા; અને શ્રીમથુરામાં વસુદેવ-દેવકીની જેમ દર્શન થયાં તેમ શ્રીનન્દરાયજીને દર્શન કેમ ન થયા? વાત બરાબર, પણ સમજો. શ્રીમથુરામાં વંશસંબન્ધિની લીલા કરવાની શ્રીપ્રભુની ઈચ્છા છે, માટે શ્રીવસુદેવજીના મનમાં પ્રદ્યુમ્નરૂપી પ્રવેશ કરી વૈધ રીતિથી શ્રીવસુદેવદ્વારા શ્રીદેવકીમાં પધાર્યા ત્યાર પછી વ્યૂહસહિત સાક્ષાત્ પુરુષોત્તમ અલૌકિક-લૌકિક બાલ જન્મથી વિલક્ષણ-રીતિથી શ્રીવસુદેવ-દેવકીજીની આગળ પ્રભુ પ્રગટ્યા......

*॥ વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૯, શ્રાવણ ૧૯૭૪માંથી સાભાર ॥*



# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

### બ્રહ્મચારી-વાનપ્રસ્થ-સંન્યાસીના ધર્મ

**सम्भवे साधनानां स्याद्वनस्थब्रह्मचारिणोः ।**

**यतेस्त्यागात्मको मार्गस्तीर्थाटनविशेषणः ।।८२ ।।**

ગૃહસ્થાશ્રમીનો ધર્મ ઉપર કહ્યો, હવે બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસીનો ધર્મ બતાવે છે. ગૃહસ્થાશ્રમ પછીનો આશ્રમ તે વાનપ્રસ્થ આશ્રમ છે. ગૃહસ્થાશ્રમ પહેલાં તો બ્રહ્મચર્યાશ્રમ છે. એ બન્ને આશ્રમવાળાઓને સાધનો મળતાં હોય તો ઉપર જણાવેલો સેવામાર્ગ એઓને માટે અનુકૂલ છે; એટલે કે સાધનોનો સંભવ હોય તો બ્રહ્મચારી અને વાનપ્રસ્થે સેવા કરવી જોઈએ. છેલ્લો આશ્રમ સંન્યાસ્તાશ્રમ છે. સંન્યાસ્તાશ્રમમાં રહેનારા સંન્યાસીનો માર્ગ ત્યાગરૂપ છે. સર્વ છોડીને એકલા જ રહેવું એવો ત્યાગરૂપ માર્ગ તે સંન્યાસીનો છે. એ માર્ગમાં મુખ્ય તીર્થાટન છે; અર્થાત્ સર્વનો ત્યાગ કરીને તીર્થની યાત્રા કરવી, એ સંન્યાસીનો મુખ્ય ત્યાગરૂપ માર્ગ છે. ૮૨

સંન્યાસીના બીજા ધર્મોનું વર્ણન કરે છે કે :-

**स्वतन्त्रः सङ्गरहितो नित्यपर्यटकस्तथा ।**

**ताद्दिनान्नप्रतिग्राही निर्जलो नाम कीर्तयेत् ।।८३ ।।**

સંન્યાસીએ સ્વતંત્ર રીતે રહેવું જોઈએ. કોઈને વશ ન થતાં સ્વેચ્છાથી જ સ્વતંત્ર રહેવું, સંગથી રહિત થવું, કોઈનો સંગ ન કરવો અને આસક્તિ ન રાખવી. નિત્ય પર્યટન કરવું. એક ને એક ઠેકાણે રહેવું નહિં, પરંતુ દેશદેશ ફરતા રહેવું,. જે દિવસે જેટલું અન્ન જોઈએ તે દિવસે તેટલુ જ અન્ન લેવું. એક દિવસ ચાલે તેટલું જ અન્ન ગ્રહણ કરવું, સાથે વધારે અન્ન રાખવું નહિં. કોઈની પણ લાજ-શરમ રાખ્યા વિના ભગવાનનાં ચરિત્રોનું કીર્તન કરવું. ૮૩

**पश्यन् गुह्यानि च हरेः शान्तः कृष्णपरायणः ।**

**अव्यग्रवृत्तिः कृष्णैकप्रादुर्भावप्रयोजनः ।।८४ ।।**

**एवमादेहसम्पातं यतिः कुर्याद् विचक्षणः ।।८४.५ ।।**

શ્રીહરિની ગુપ્ત લીલાનાં સર્વત્ર દર્શન કરવાં, જ્યાં ત્યાં શ્રીપ્રભુનાં રહસ્યમય ચરિત્રો જોવાં. સર્વ ઈન્દ્રિયોનો નિગ્રહ રાખી શાન્ત થઈને રહેવું. ક્રોધ વગેરે ન કરવાં. શ્રીકૃષ્ણમાં જ તત્પર થઈને રહેવું. ચિત્તને આકુળવ્યાકુળ થવા દેવું નહિં. સ્થિરચિત્ત થવું. સ્વાર્થ પણ એ જ હોવો જોઈએ કે શ્રીકૃષ્ણનું પ્રાગટ્ય કેમ જલ્દી થાય! મનમાં એજ પ્રયોજન હોવું જોઈએ કે શ્રીપ્રભુ પ્રગટ કેમ થાય! એ પ્રમાણે પોતાનો સ્થૂલ દેહ પડે ત્યાં સુધી વિચક્ષણ યતિએ કરવું. પોતાનો દેહ પડે ત્યાં સુધી જ્ઞાનવાળા સંન્સાસીએ ઉપર કહ્યાં પ્રમાણે વર્તવું. ૮૪

સર્વ આશ્રમ માટે એક બીજો ધર્મ બતાવે છે :-

**विक्षेपाद्यदि दोषाणां सम्भवे सकलाश्रमै ।। ८५ ।।**

**अनेनैव प्रकारेण तीर्थपर्यटनं मतम् ।। ८५.५ ।।**

ચિત્તની વિક્ષેપ થવાથી જો દોષ ઉત્પન્ન થવાનો સંભવ લાગતો હોય તો દરેક આશ્રમમાં ઉપર કહ્યાં પ્રમાણે તીર્થ પર્યટન કરવું. ચિત્ત સ્થિર ન રહેવાથી કોઇ દોષ લાગશે એમ જો જણાય તો ઉપર જે તીર્થાટન સંન્યાસી માટે કહ્યું છે તે જ તીર્થાટન બીજા પણ બ્રહ્મચારી, ગૃહસ્થ અને વાનપ્રસ્થ જનો માટે પણ સમજવું, એટલે કે સંન્યાસી માટે બતાવેલો તીર્થાટનનો પ્રકાર ચિત્ત વિક્ષેપ પામે અને દોષ લાગે તો બીજા પણ આશ્રમવાળાઓએ ગ્રહણ કરવો. ૮૫

સ્ત્રી આદિજો પ્રતિકુલ હોય તો ગૃહાદિકનો ત્યાગ કેવી રીતે કરવો, એનું વર્ણન ઉપર કરી ગયા. હવે સ્ત્રીપુત્ર આદિ જો સેવામાં વિઘ્ન કરતાં હોય, સેવાને અનુકૂલ ન હોય તો એના ત્યાગનો પ્રકાર જુદો છે. એ ત્યાગ કેવી રીતે કરવો, અને ત્યાગ કર્યા પછી શું કરવું, એ પ્રકાર નીચેનાં શ્લોકમાં આપશ્રી જણાવે છે...

## ગૃહત્યાગ ક્યારે ?

**भार्यादिप्रातिकूल्ये तु भिन्नस्त्यागो विधीयते ।। ८६ ।।**

**त्यक्त्वा स्वभवनं गत्वा यत्र भागवताः जनाः ।।**

**हरिस्थाने तदीयाश्च कृष्णसेवाकथाप्रियाः ।। ८७ ।।**

**कृष्णार्थी सर्वथा त्यक्त्वा गृहं भजनाबाधकं ।।**

**तैः सहैव वसेत् कृष्णसेवाकृतिकथादिभिः ।। ८८ ।।**

સેવાથી પ્રતિકૂલ ભાર્યાદિકનો ત્યાગ કરીને અર્થાત્ પોતાના ઘરનો ત્યાગ કરીને, જે સ્થળે ભગવદીય જનો રહેતા હોય તેવા શ્રીહરિના સ્થાનમાં જઇનએ, શ્રીકૃષ્ણની સેવા અને કથા જેને અત્યંત પ્રિય છે તેવા ભગવદીયો જ્યાં હોય તે સ્થાનમાં જઇને શ્રીકૃષ્ણરૂપ પ્રયોજનવાળા થવું, તથા ભગવદીયો જ્યાં હોય તેવા ભગવન્સ્થાનમાં રહીને માત્ર શ્રીકૃષ્ણરૂપ અર્થની અભિલાષાવાળા થવું. સેવાનો બાધ કરનારા ગૃહનો સર્વદા ત્યાગ કરીને ઘરનો તો સર્વથા ત્યાગ જ કરવો અને એવા ભગવદીયોની સાથે જ રહેવું. સાથે રહીને શ્રીકૃષ્ણની સેવા-કથા આદિમાં તત્પર થવું. ૮૮

**दुःसङ्गदुष्टवस्त्रान्नसम्बन्धसभयात्मना ।**

**यतः ससाधनास्तिष्ठेत् सावधानतया हरौ ।। ८९ ।।**

દુ:સંગ એટલે શ્રીહરિથી જે વિમુખ હોય તેવાનો સંગ, દુષ્ટ વસ્ત્ર તે કોઇનું પહેરેલું, અપરસ વિનાનું, ગળીનું રંગેલું વગેરે દુષ્ટ વસ્ત્ર, દુષ્ટ અન્ન-પ્રસાદી નહિ તેવું અન્ન, આ બધાના સંબંધથી ભય રહે છે, એ હેતુથી સાધનો પણ સાથે રાખવાં અને સાવધાનપણે શ્રીહરિમાં તત્પર થઇને રહેવું. ૮૯

**ततः सेवाकथासक्त्या सर्वथा प्राप्तिरुत्तमा ।**

**नैकान्ते संस्थितिः कार्या हार्दबाधकसम्भवे ।। ९० ।।**

એવી રીતે સેવા અને કથામાં નિરંતર પ્રેમ થવાથી ઉત્તમ પ્રાપ્તિ થાય. એવી રીતે સેવામાં અને કથામાં નિરંતર પ્રેમ થવાથી ઉત્તમ રીતે ભગવત્પ્રાપ્તિ થાય. વળી જો હૃદયના ભાવોનો બાધ થવાનો સંભવ હોય તો એકાંતમાં કદાપિ ન રહેવું, એકાંતમાં રહેવાથી ચિત્તની અસ્થિરતા વગેરે થાય તો એકાંતમાં સ્થિતિ ન જ કરવી. ૯૦

**रक्षकत्वं हरेरेव स्वसङ्गेऽपि च यास्यति ।**

**अथवा केवलं शास्त्रं श्रीभागवतमादरात् ।। ९१ ।।**

**त्रिकालं सेवेयेद् रूपसेवावदतियत्नतः ।। ९१.५ ।।**

શ્રીહરિ રક્ષણહાર છે, માટે એકાંતમાં ન રહેતાં બીજે સ્થળે જો જાય અને ત્યાં બીજાનો સંગ થતાં પણ શ્રીહરિનું રક્ષણહારપણું તો પ્રાપ્ત થશે. એકાંતમાં ભય લાગવાથી બીજાનો સંગ કરે અને બીજાના સંગથી જો કોઈ બીજો રંગ લાગે તો શ્રીહરિ એનાથી રક્ષણ કરશે. એટલે કોઈપણ પ્રકારનો ભય રાખવો નહિ અને ભગવત્સેવાપરાયણ થઈને રહેવું.

(અથવા, જ્યાં જશે ત્યાં શ્રીપ્રભુ સાથે ને સાથે જ રહેવાના છે-આ પ્રમાણે પણ અર્થ થાય.)

જો ઉપર કહેલા ધર્મોનું ન બની શકે તો માત્ર શ્રીભાગવતશાસ્ત્રનું આદરપૂર્વક ત્રણે કાળમાં સેવન કરવું, જેમ શ્રીપ્રભુના સ્વરૂપની સેવા કરવામાં આવે છે તેમ ઘણા જ યત્નથી શ્રીભાગવતની સેવા કરવી. શ્રીભગવાનની સેવા બે પ્રકારની છેઃ એક સ્વરૂપ સેવા અને બીજી નામસેવા. સ્વરૂપ સેવા ઉપરના શ્લોકમાં વર્ણવી છે. નામસેવાનું સ્વરૂપ આ શ્લોકમાં જણાવ્યું છે. એ પ્રમાણે સ્વરૂપસેવાની જેમ ઘણા જ પ્રયાસથી નામસેવા ત્રણે કાળમાં કરવી. तव कथाकृतं એ ગોપિકાગીતમાં શ્રીસુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજીએ એ જ આજ્ઞા કરી છે કે શ્રીભાગવત ભગવાનના સ્વરૂપનો પરિચય કરાવે છે, માટે એની સેવા એ ભગવત્સેવા જ સમજવી. ૯૧.૫

(ઉપર જણાવેલા ત્રણ ઉપયોગમાં એક પણ ઉપાયનું અવલંબન ન થઈ શકે તેમ હોય તો છેવટે એક છેલ્લો ઉપાય સૂચવે છે :)

**प्रकारत्रितयाभाने प्रपत्तिरपि चोच्यते ।। ९२ ।।**

ત્રણે પ્રકારનો જો અભાવ હોય તો પ્રપત્તિ-શરણે જવું એ પણ એક પ્રકાર છે. ઉપર ત્રણ પ્રકારો કહ્યાઃ એક ગૃહમાં રહીને શ્રીપ્રભુસેવા કરવી એ; બીજો પ્રકાર શ્રીકૃષ્ણસેવા-કથામાં તત્પર એવા ભગવદીયો સાથે રહીને શ્રીપ્રભુની ટહેલ કરવી એ; ત્રીજો પ્રકાર શ્રીમદ્ ભાગવતનો પાઠ છે. એ ત્રણેનો અભાવ હોય તો છેલ્લો પ્રકાર શ્રીપ્રભુને શરણે જવાનો છે. ૯૨

## ગૃહત્યાગ ક્યારે ?

**महास्थाने यत्र पूजाप्रवाहो जायते पुनः ।**

**तत्र तत्परतास्थित्वा कृतार्थत्वं सदा स्थितौ ।। ९३ ।।**

મોટા સ્થાનોમાં જે ઠેકાણે પૂજામાર્ગનો પ્રવાહ છે તે સ્થળે એમાં જ પરાયણ થઈને સ્થિતિ કરવામાં આવે તો કૃતાર્થપણું છે. શ્રીમહાપ્રભુજી નિબંધમાં આજ્ઞા કરે છે કે : 'જગન્નાથજી, શ્રીવિઠ્ઠલનાથજી, શ્રીરંગજી, વ્યંકટેશ બાલાજી આદિમાં જ્યાં પૂજાનો પ્રવાહ ચાલી રહ્યો હોય ત્યાં પૂજામાં તત્પર થઈને રહેવું. ૯૩

**नन्वत्र भक्तिमार्गीयफलाद् भेदो न विद्यते ।**

**कृष्णसेवातत्परत्वात् सर्वथा देहयोगतः ।। ९४ ।।**

ઉપર જણાવેલા માર્ગમાં, જે સ્થળે પૂજાનો પ્રકાર ચાલી રહ્યો છે તે માર્ગમાં જે ફલ છે તે ફલ ભક્તિમાર્ગના ફલ કરતાં જુદું નથી, કારણકે એ ઠેકાણે શ્રીકૃષ્ણસેવામાં તત્પર્તા એવી જ છે અને સર્વથા દેહનો ત્યાગ શ્રીકૃષ્ણસેવામાં થાય છે, તેથી ભક્તિમાર્ગના ફલથી એ માર્ગનું ફલ જુદું નથી. ૯૪

**तथापि मार्गवैधर्म्यं प्रीतेरदृढतात्र हि ।। ९४.५ ।।**

તો પણ એ માર્ગમાં ભક્તિમાર્ગના જે ધર્મો છે તેથી ઊલટા ધર્મો છે, કારણકે એ ઠેકાણે (પૂજામાર્ગમાં) પ્રીતિની દઢતા નથી. ભક્તિમાર્ગમાં સ્નેહ અને પ્રીતિ છે, પણ તે દઢ નથી, માટે એ માર્ગમાં કેટલા ઊલટા ધર્મો પણ છે. ૯૪.૫

**चिरकालं सेवितापि मूर्तिर्वैयग्र्यसम्भवे ।। ९५ ।।**

**तद्दोषदर्शनादाशु त्यजते तदनाग्रहात् ।।**

**स्थानान्तरगतौ नैव फलं ब्रह्मास्त्रदर्शनात् ।। ९६ ।।**

પૂજામાર્ગમાં ઘણા કાલ સુધી જે મૂર્તિની સેવા કરેલી હોય તે મૂર્તિજો ચિત્તમાં થોડી પણ વ્યગ્રતા, આકુલવ્યાકુલપણું આવે અને તેને લઈને દોષ દેખાય તો તત્કાલ ત્યાગ કરે છે, કેમકે એ સ્થળે થોડો પણ આગ્રહ નથી. પૂજામાર્ગમાં ઘણા કાળ સુધી એક મૂર્તિની સેવા કરી. કોઈ વખતે ચિત્ત વ્યગ્ર થઈ ગયું અને એ ચિત્ત સ્થિર ન રહેવા રૂપ દોષ દેખાવાથી એ મૂર્તિ સેવાકને ત્યજી દે છે, કેમકે એનો આગ્રહ નથી. એમ થવાથી બીજા સ્થાનમાં પણ જાય તો કાંઈ ફલ પ્રાપ્ત નહિ જ થાય, કારણકે એક ઠેકાણે વિશ્વાસ ન રહ્યો તો બીજે ઠેકાણે ક્યાંથી રહેશે ? એમાં દષ્ટાંતરૂપ બ્રહ્માસ્ત્ર છે. એ દૃષ્ટાંતનું રહસ્ય પહેલાં સમજાવ્યું છે. ૯૬

**अतो न मार्गस्योत्कर्षो भक्तिमार्गस्य सम्भवे ।।**

**न बुद्धिमांस्तत्र यतेद्, अयथा तु स उत्तमः ।। ९७ ।।**

ઉપર જણાવેલા કારણથી એ પૂજામાર્ગનો ઉત્કર્ષ સિદ્ધ થતો નથી. જો ભક્તિમાર્ગનો સંભવ હોય. ભક્તિમાર્ગમાં રહી શકાતું હોય તો બુદ્ધિમાન પુરુષે પૂજામાર્ગમાં યત્ન ન કરવો. જો ભક્તિમાર્ગમાં રહી શકાય એમ ન હોય તો પૂજામાર્ગ જ ઉત્તમ છે. ૯૭

(ઉપર પ્રમાણે સેવામાર્ગ-સંબંધી આજ્ઞઅ કરીને હવે ગ્રંથનો ઉપસંહાર કરતાં કહે છે કેઃ-)

**एवं समाश्रये धर्मस्तथा सर्वसमर्पणे ।**

**सेवायामपि कृष्णस्य संक्षेपेण निरूपितः ।। ९८ ।।**

એવી રીતે આશ્રય સિદ્ધ થયા પછીના ધર્મ, બ્રહ્મસંબંધ-આત્મનિવેદન થયા પછીના ધર્મ અને શ્રીકૃષ્ણસેવામાં જે ધર્મ છે તે સંક્ષેપથી નિરૂપણ કર્યા છે, આશ્રય ધર્મ એટલે શરણે ગયેલાનો ધર્મ, સર્વસમર્પણ કર્યા પછીનો ધર્મ અને સેવાધર્મ એ ત્રણ ધર્મનું આ ગ્રંથમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. ૯૮

**श्रीमदाचार्यचरणशरणैस्तु मदुक्तिभिः ।।**

**अनुवादरूपाभिर्ज्ञात्वा सर्वं विधीयताम् ।। ९९ ।।**

આ મારૂં કથન તે શ્રીમહાપ્રભુજીની વાણી, નિબંધ આદિ ગ્રંથોમાં જે છે તેના અનુવાદરૂપ છે. શ્રીમહાપ્રભુજીની વાણી જ આ મારી વાણીમાં સમાયેલી છે. એ વાણી વડે, બધું જાણીને શ્રીમહાપ્રભુજીનાં શ્રીચરણારવિંદમાં શરણે આવેલા જીવોએ એ પ્રયાસ કરવું.૯૯

**समुदितनिजमार्गबोधतुष्टः शरणगताखिलजीवसङ्घजुष्टः ।।**

**निरुपधिकरूणारसैकपुष्टः कृपयतु मे मयि वल्लभः प्रभुः सः ।। १०० ।।**

સમુદાયરૂપે મેં(શ્રીહરિરાયચરણ) સંગ્રહ કરેલો જે સ્વમાર્ગનો બોધ તેનાથી સંતુષ્ટ થયેલા, અને શરણે આવેલા સર્વ જીવોમાં સમૂહથી સેવાયેલા, અને નિઃસ્વાર્થ એવી જે કરૂણા તે રૂપ જે એક સાર, તેથી જ પુષ્ટ એવાં શ્રીવલ્લભ મારા ઉપર કૃપા કરો. ૧૦૦

...ઈતિ સમ્પૂર્ણ



## શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ

### ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

### પ્રકરણ ૨ – બ્રહ્મમા વિરુદ્ધ સર્વ ધર્મો છે.

કેટલાક વાદીની-શ્રીશંકરાચાર્યજીની-કલ્પના એવી છે કે બ્રહ્મ પરમાર્થતઃ કેવલ, નિર્ધર્મક, નિર્વિશેષ, નિર્ગુણ, અને નિરાકાર છે. પરંતુ તેમ માનવા છતાં તેમનાથી શ્રુતિ અને સ્મૃતિમાં વર્ણવેલા સ્વાભાવિક ધર્મ છે તેનો નકાર કરી શકાતો નથી. અને એ સ્વાભાવિક ધર્મને માટે તેમણે પોતાના ઘરની કલ્પના કરવી પડે છે કે નિર્ધર્મક બ્રહ્મ અનિર્વચનીય માયા વડે સધર્મક દેખાય છે. એટલે કે બ્રહ્મમાં સર્વજ્ઞાત્વ, સર્વશક્તિમત્ત્વ, કર્તૃત્વ વગરે ખેરખરા નથી, પણ તે તે ધર્મનો બ્રહ્મમાં માયા વડે આરોપ થાય છે, અને આવા માયાવાળા ઈશ્વરની ઉપાસના કરતાં કરતાં અવિદ્યાનો નાશ જ થઈ જાય છે.

અંતે કેવળ નિર્વિશેષ, નિર્ધર્મ અને જ્ઞેય જ બ્રહ્મ રહે છે. પણ આવું માનતા તે માયાવાદીને શ્રુતિનાં વાક્યનો આધઅર રહેતો નથી. ઉપરાંત તેમને સર્વ શ્રુતિની ભ્રમવાળી વ્યવસ્થા કરવી પડે છે અને કહેવું પડે છે કે બ્રહ્મ નિર્ગુણ છે, પણ માયાશબલ ઈશ્વર પરમાત્મા સગુણ છે; બ્રહ્મ પર છે, ઈશ્વર તો અપર છે, નિર્ગુણ બ્રહ્મની વિદ્યા પરા વિદ્યા છે અને સગુણ ઉપાસ્ય ઈશ્વરની વિદ્યા તો અપરા વિદ્યા છે. પણ શ્રીભાષ્યકાર શ્રીમહાપ્રભુજી આમ આજ્ઞા કરતા નથી. આપશ્રીતો उभयव्यपदेशात्त्वहिकुण्डलवत्, प्रकाशाश्रयवद्वा तेजस्त्वात् બ્રહ્મસૂત્ર ૩.૨.૨૭માં પણ જેમ સર્પ સીધો હોય છે અને અનેક આકાર અને કુણ્ડલરૂપ ધારણ કરે છે તેમ બ્રહ્મ પણ ઉભય-નિર્ગુણ અને અનન્ત ગુણવાળું છે, કારણકે શ્રુતિમાં બ્રહ્મનું બે પ્રકારે વર્ણન કરવામાં આવ્યું છે.

આ પ્રકારે અનેક સૂત્રોના આધારે બ્રહ્મ વિરુદ્ધ સર્વ ધર્મોવાળું છે એમ માને છે. સર્વ વિરુદ્ધ ધર્મ, વિરુદ્ધ ગુણ પણ બ્રહ્મનો આશ્રય કરીને સહજ રહી શકે છે એમ સિદ્ધ થાય છે. બ્રહ્મનું માહાત્મ્ય જ એવું છે કે જે જાણી શકાતું નથી, બ્રહ્મ સર્વ કરવાને સમર્થ છે, અને પોતાની ઈચ્છા વડે તે સર્વ પ્રકારની લીલાઓ કરી શકે છે. શ્રુતિ પણ આ બે પરસ્પર વિરુદ્ધ ધર્મ

બ્રહ્મમાં છે એમ કહે છે. यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह તૈ.ઉ.૨.૪માં પરમાત્માનું સ્વરૂપ એવા પ્રકારનું છે કે જ્યાં મન સાથે વાણી પહોંચી શક્તી નથી. અને જ્યાંથી તે પાછા ફરે છે, વગેરે વાક્યોમાં ધર્મનો નિષેધ કરેલો જોવામાં આવે છે; પણ તે જ વાક્યમાં આગળ શ્રુતિ કહે છે કેઃ आनन्दं ब्रह्मणो विद्वान् न विभेति कुतश्चन તૈ.ઉ.૨.૪માં જે બ્રહ્મનો આનંદ જાણે છે, ભોગવે છે, તે કોઈનાથી ડરતો નથી.

આમ અહીં ધર્મનું વર્ણન કરેલું છે. માટે બ્રહ્મ પ્રાકૃતધર્મરહિત છે અને અપ્રાકૃતસકલધર્મવિશિષ્ટ છે. બ્રહ્મસૂત્રકાર પણ એ જ આશયથી प्रकृतैतावत्त्वं हि प्रतिवेधति ततो ब्रवीति च भूय : વગેરે સૂત્રોમાં આ જ વાત કહે છે. આથી એમ સિદ્ધ થાય છે કે બ્રહ્મ નિર્ધર્મક છે તથાપિ સધર્મક છે. નિરાકાર છે તો પણ સાકાર, નિર્વિશેષ છે તો પણ સવિશેષ છે, અને નિર્ગુણ છે તો પણ સગુણ છે. તે અણુથી પણ અણુ છે અને મહાનથી પણ મહાન છે. બ્રહ્મની મૂર્તિઓ, રૂપો, અનન્ત છે છતાં તે એક જ વ્યાપક છે. તે કૂટસ્થ, અચલ અને ગમ્યના પરસ્પર વિરોધી ધર્મોનો આશ્રય બને છે.

સૂત્રકાર કહે છેઃ अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम् બ્રહ્મસૂત્ર ૩.૨.૨૪ અરે! પરમાત્માની સેવા કરવાથી પરમાત્માને જ્યારે સંતોષ થાય છે ત્યારે તેમનાં દર્શન થાય છે, કારણકે શ્રુતિ અને સ્મૃતિમાં તે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે. બ્રહ્મ અદશ્ય છે, છતાં દશ્ય છે. આ વાત ઉપનિષદ્ અને ગીતામાં પણ કહી છે. कश्चिद् धीर : प्रत्यगात्मनमैक्षत् ક.ઉ.૨.૪.૧ કોઈક ધીર પુરુષે આત્માનાં પોતાની અંદર દર્શન કર્યા, पश्यन्ति यं योगिन : ભ.ધ્યા.૯ જે પરમાત્માનું યોગીઓ દર્શન કરે છે. તે ઉપરાન્ત તે વિવિધ પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, છતાં પણ વિષમ પક્ષપાતી નથી; ક્રુર કર્મ કરે છે, તો પણ નિર્દય, દયા વિનાનો; નથી.

આ બ્રહ્મ અને તેના ધર્મો સૂર્યના પ્રકાશની માફક અનન્ય છે. એક બીજાથી જુદા નથી. બ્રહ્મના ધર્મો મિથ્યા નથી, માયા વડે તેવા ધર્મો જણાય છે એમ નથી. પણ તે ધર્મો બ્રહ્મમાં સ્વાભાવિક રીતે રહેલા છે. એનું સ્વરૂપ જ એવું પરમ વિચિત્ર છ. સૂત્રકાર પણ आत्मनि चैवं विचित्राश्च हि બ્રહ્મસૂત્ર ૨.૧.૨૮ અનેક પ્રકારની સૃષ્ટિ પણ પરમાત્મામાં જ થાય છે, કારણકે પરમાત્માની શક્તિઓ ખરેખર વિચિત્ર, અચિન્ત્ય છે. એ સૂત્રમાં બ્રહ્મની આ પ્રકારની વિચિત્રતા દર્શાવે છે. બ્રહ્મ અનેકરૂપ છે, છતાં સૈંધવની માફક અંદર અને બહાર બધે જ, અને હંમેશા એકરસ છે; શુદ્ધ છે. તે બાલક છે છતાં ઉત્તમ રસિક છે, સ્વવશ પણ છે અને પરવશ, ભક્તને વશ પણ છે.

તે નિર્ભય, નિરપેક્ષ અને ચતુર છે, છતાં ભક્તો પાસે બીકણ, ઈચ્છાવાળું, ગાંડા જેવું છે. તે સર્વજ્ઞ છે છતાં ભક્તો પાસે અજ્ઞાની છે. ભાગવત ૧૦.૨૯.૪૨માં કહે છે કે आत्मारामोऽप्यरीरमत् ભગવાન આત્મારામ છે, છતાં પણ રમણ કરે છે. તે આત્મારામ છે, તથાપિ રમણ કરે છે, પૂર્ણકામ બધી ઈચ્છાઓ પૂર્ણ થઈ છે, છતાં ભક્તની કામના પૂર્ણ કરવા કામથી, ઈચ્છાથી, દુઃખી થાય છે. તે દીન નથી, છતાં ભક્ત પાસે નમ્રતાથી બોલે છે. સ્વયંપ્રકાશ હોવા છતાં ભક્ત સિવાય બીજા પાસે પ્રકાશતો નથી.

તે બહાર રહે છે તો પણ અંતરમાં રહે છે, સ્વતંત્ર છે છતાં પરાધીન અને રસિક ભક્તોને વશ છે. બધાં જ કાર્યોમાં બ્રહ્મ સ્થિતિ કરે છે તો પણ બ્રહ્મને તેનો સ્પર્શ જ થતો નથી. બ્રહ્મ આધાર છે, આધેય છે, તો પણ અવિકૃત અને નિર્લેપ છે. કૃપા કરીને ક્રીડા માટે એ બધું જ થાય છે. लोकवत्तु लीला कैवल्यम् બ્રહ્મસૂત્ર ૨.૧.૩૩ લોકની માફક આ કેવળ લીલા છે, અને આ લીલા મોક્ષદાયક છે. આ સૂત્ર અનુસાર બ્રહ્મ સર્વરૂપ બને છે. અને આ લીલા પણ કેવી હોય છે! એ લીલા પોતાના

સ્વરૂપથી જુદી નથી પણ બ્રહ્મરૂપ, અનન્ય અને પરમફલ આપનારી છે! બ્રહ્મ પ્રમાણ અને પ્રમેય, સાધન અને ફલ એ બન્નેય છે. બ્રહ્મ સર્વને પોતાનું શરીર માને છે, સર્વ તે જણાવનારું છે. પણ બ્રહ્મને કશું સ્પર્શ કરતું નથી અને તે સર્વ શરીર બ્રહ્મને જાણતું નથી.

રામાનુજાચાર્યના વિશિષ્ટાદ્વૈતની આ કલ્પના પણ અપૂર્ણ છે. **न तत्समश्चाभ्यधिकश्च दृश्यते** શ્વે.ઉ.૬.૮ તે દેવના, પરમાત્માના જેવું અથવા તો તેનાથી ઉત્તમ કોઈ જોવામાં આવતું નથી. બ્રહ્મની સમ કોઈ નથી, બ્રહ્મથી અધિક કોઈ નથી. આવું હોવા છતાં શ્રુતિમાં એવું પણ જોવા મળે છે કે બ્રહ્મ સર્વના જેવું છે. દા.ત. **समो मशकेन समो नागेन** બૃ.ઉ.૧.૩.૨૨ પરમાત્મા મચ્છરની તુલ્ય છે, નાગની તુલ્ય છે. તે ઉપરાન્ત વાણી વગેરે ઈન્દ્રિય અને મન પણ, બ્રહ્મને પહોંચી શક્તા નથી, તો પણ જે માણસ બ્રહ્મનો આનંદ જાણે છે તે કોઈથી ક્યાંક પણ ભય પામતો નથી.

આમ બ્રહ્મ સર્વ વિરુદ્ધ ધર્મોનો આશ્રય છે. આમાં વાદવિવાદને સ્થાન નથી. બધાય વાદો ભ્રમને લીધે કલ્પનામાં આવ્યા છે. કોઈ પણ વાદમાં બ્રહ્મનો સ્પર્શ જ નથી, તો પણ બ્રહ્મ પોતાની સ્વેચ્છા એ જ સર્વ વાદને અનુકૂળ થઈ જાય છે. પ્રત્યેક વાદ બ્રહ્મનો એક એક ધર્મ પ્રતિપાદન કરે છે, અને બ્રહ્મ તે સર્વવાદને અનુસરે છે, કારણકે અક્ષર, પદ, વાક્ય આ બધું જ સરસ્વતીરૂપ છે. ઈન્દ્રિયના સામર્થ્યથી બ્રહ્મ અદશ્ય છે; અગમ્ય છે, છતાં પોતાની ઈચ્છાથી તે દશ્ય થાય છે. ગમ્ય, જાણી શકાય એવું બને છે. તે જ્યારે અવતાર ધારણ કરે છે ત્યારે તે પ્રાપંચિક, જગતના ધર્મો સ્વીકારે છે; તો પણ તે ચલાયમાન નહિ એવું, પતન વિનાનું, અચ્યુત જ રહે છે. આ પ્રમાણે બ્રહ્મ બધા જ વિરુદ્ધ ધર્મનો આશ્રય બને છે અને પોતાનું અનંત અગાધ માહાત્મ્ય દર્શાવે છે. આ બાબતમાં વિશેષ શું કહી શકીએ? સારાંશ એ કે બ્રહ્મમાં વિકાર, ફેરફાર થતો નથી, છતાં પણ કૃપા કરી તે જગદ્રૂપ પરિણામ પામે છે.

...ક્રમશઃ

## સત્સંગ સુધા

### દુનિયા તો બગડેલી છે જ, ને આપણું મન પણ જો ખરાબ રાખીએ તો ક્યાં આરો આવે?

એક વહાણને બહારથી પવનનું તોફાન લાગે અને અંદર તળિયામાંથી ગાબડું પડે, એ વહાણને બચવાની આશા ક્યાંથી? એવા વહાણમાં બેઠેલા ઉતારૂઓનો તો નાશ જ થાય. એવીજ રીતે બહારના તોફાનની જેમ એક તો આપણી આજુબાજુ દુનિયા બગડેલી છે અને બીજું તેમાં ગાબડાની પેઠે જો આપણું મન પણ ખરાબ હોય તો પછી બચવાની આશા ક્યાંથી? વહાણની અંદર ગાબડું ન હોય તો બહારનાં તોફાનની સામે ટકી શકાય; તેમજ આપણું મન જો મજબૂત ને ભક્તિમાન હોય, તો બહારની દુનિયા સામે ટકી શકાય; પણ જો મન જ બગડેલું હોય તો પછી બાર વાગી જતાં વાર શું? માટે! આપણા મનને સુધારવું. મનને સુધારવું એ જ સૌથી કઠિન છે અને એજ સૌથી જરૂરનું છે; કારણકે માહાત્માઓએ કહ્યું છે કેઃ-

मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो ः

અર્થાત્ માણસને બંધનનું અને મોક્ષનું કારણ મન જ છે, પ્રભુએ પણ કહેલું છે કે :-

बंधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जित ः ।

अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ।। (गीता. ६.६)

અર્થાત્ જેણે પોતાના મન (આત્મા) વડે કરીને મનને જીત્યુ છે, તેનું મન જ તેનું મિત્ર છે અને જેણે પોતાના મનને જીત્યુ નથી, તેનું મન જ શત્રુ બનીને શત્રુની પેઠે વર્તે છે.

માટે મનને વશ રાખતાં શીખો અને દુનિયાની કેટલીક બગડેલી રીતોથી બચવા યત્ન કરો.

## આશ્રયકો પદ

### શ્રીપુરુષોત્તમજી કૃત આશ્રયકૌ પદ

શ્રીવલ્લભ યહ વિનતિ ચિત્ત ધરિયે;
જગત ઉદ્ધારન કલિમલતારન, મન ચિન્તા પહરિયે. ૧
ત્રિવિધ તાપ નિવારી પુરુષોત્તમ, નિજજન અપનો કરીયે;
દુષ્ટ સ્વભાવ અધમ ગતિ મેરી, દીનદયાળ ચિત્ત ધરીયે. ૨
મેં એક શ્રીવલ્લભકો, તાપર પ્રેમ ભાવ ઢરીયે;
યહ માગું પુરુષોત્તમ પ્રભુ પિય, ભવસાગરતેં તરીયે. ૩

# શ્રીગોકુલનાથકી જય

।। શ્રીગોકુલેશો જયતિ ।।

# શ્રીનવરત્ન-તાત્પર્ય

*મૂલચન્દ્ર તુલસીદાસ તેલીવાલા*

...ગતાંકથી આગળ

ચિન્તાનિવૃત્તિનો આનાથી અધિક ઉપાય શ્રીમદાચાર્યજી ઉપદેશે છે; પ્રભુ સર્વાત્મા છે, જે ભક્તે પ્રભુને પોતાનું સર્વસ્વ નિવેદન કરેલું છે તેના આત્મરૂપ પણ પોતે થાય છે, તેથી પણ જીવે ચિંતા કરવી યોગ્ય નથી. અથવા, હૃદયમાં સ્થિતિ કરવાવાળા પ્રભુ આપણને સ્વશક્તિથી યંત્રવત્ ફેરવે છે, તેથી પણ જીવે ચિંતા કરવી યોગ્ય નથી. જે તંત્ર પોતે ફેરવે છે એમ માને છે તે પણ પ્રભુ સ્વશક્તિથી પોતાના (જીવના) હૃદયમાં બિરાજીને ચલાવે છે. તો પછી જીવે ચિંતા શઅ વાસ્તે કરવી? અલ્પજ્ઞ જીવ પોતાનું અહિત કરે, પરંતુ સર્વજ્ઞ પ્રભુ એવું કદાપિ ન કરે એવો દઢ નિશ્ચય થવાથી ચિત્તોદ્વેગ છૂટી જાય છે, તેથી ભગવત્સેવા અંતરાય વિનાની પોતે જ પુરુષાર્થરૂપ થાય છે.

આટલું કહેવાથી પણ જો જીવની ચિંતાની નિવૃત્તિ ન થાય તો એક અધિક સત્ય શ્રીમદાચાર્યજી ઉપદેશે છેઃ આ સકલ કોટિ બ્રહ્માંડ પ્રગટ કરવાનું પ્રયોજન શ્રીપ્રભુને સ્વલીલા સિવાય અન્ય કાંઇ નથી, એ લીલાવૈચિત્ર્ય અખંડિત રહે એવા આશયથી પ્રભુ સ્વેચ્છાનુસાર પોતે તે તે રૂપ ધારણ કરીને, સુથાર સૂત્રથી કાષ્ઠની મૂર્તિઓને નચાવે છે તેમ, પ્રભુ આપણને નચાવે છે. યાસ્કરાચાર્ય 'નટ' શબ્દનો સંબંધ मृत् ધાતુ સાથે દર્શાવે છે તે પણ એમ જ સૂચવે છે. જીવ પણ પ્રભુની ઇચ્છાને અધીન એક નર્તક છે. પ્રભુએ એક મોટું નાટક આરંભ્યું છે તેમાં જે જે પાઠ પ્રભુએ જે જે જીવને નિર્માણ કરી આપ્યા છે તે તે ભજવીને પ્રભુ સમીપ પાછું જવાનું છે.

ભગવાન વ્યાસ આ જ, लोकवत्तु लीलाकैवल्यम् પ્રભુ લોકમાં માણસ જેવું આચરણ કરે છે એ પ્રભુની માત્ર લીલા છે. એ સૂત્રમાં ઉપદેશે છે. આ લીલાનું અનુસંધાન કરનારને પણ મોક્ષનું ફલ પ્રાપ્ત થાય છે એમ વ્યાસ 'કૈવલ્ય' પદથી સૂચવે છે. પ્રભુ નિત્ય વિચિત્ર ખેલ રમવાને જીવને સૂખ વા દુઃખ વગેરે અનેક સાધનસામગ્રી આપે છેઃ કોઇને રાય બનાવે છે તો કોઇને રંક બનાવે છે, કોઇને મહાપંડિત બનાવે છે તો કોઇને મહામૂર્ખ બનાવે છે. આ સર્વ પ્રગટ કરવામાં પ્રભુની ઇચ્છઅ અને લીલા સિવાય અન્ય પ્રયોજન નથી. સુખ કે દુઃખ પણ લીલારૂપ છે, માટે જીવે સર્વથા ચિંતા ત્યજવી અને પ્રભુની સેવા નિરંતર સપ્રેમ કરીને ફલરૂપ અનુભવી કૃતાર્થ થવું.

આટલું કહેવા છતાં પણ જો જીવની ચિંતા ન છૂટે તો શ્રીમદાચાર્યજી હજુ એક સરલ ઉપાય ઉપદેશે છેઃ અષ્ટાક્ષર મંત્રનો વારંવાર જપ કરીને અનુસંધાન કરતા રહેવું; પ્રભુ જ મારા રક્ષક છે, અને જેને માથે આવા સમર્થ રક્ષક હોય તેણે ચિંતા શા માટે કરવી જોઇએ? અખિલ બ્રહ્માંડના નાયક પ્રભુ જ્યારે પોતાના રક્ષક તરીકે બિરાજે છે તો પછી હિત અને અહિતનો પ્રશ્ન જ નથી. પ્રભુ રક્ષક હોવાથી સર્વથા રક્ષણ કર્યા કરશે જ એવો દઢ નિશ્ચય થઇ જાય છે.

ભક્ત પછી નિશ્ચિંત થવાને પોતાને બ્રહ્મસંબંધ થવાથી જે દાસધર્મ સ્વીકારાયો છે તે ભગવત્સેવારૂપ સતત કરવાને પ્રવૃત્તિ કરે છે અને એમાં જ પ્રભુ એને ઉત્તમોત્તમ લીલારસ-વિરહાવસ્થા અનુભવે છે. માયાવાદી જેમ 'सोहम्' 'अहं ब्रह्मास्मि' 'तत्त्वमसि' વગેરે વાક્યો ઉચ્ચારીને મધુસુદનીય શરણાગતિ નહિ સ્વીકારતાં માત્ર અષ્ટાક્ષરમંત્ર એ શ્રીમહાપ્રભુજી પ્રતિ શ્રીમુખે આજ્ઞા કરેલા મંત્રના ઉચ્ચારપૂર્વક પ્રભુને શરણે જવું એ પ્રમાણે નવરત્નગ્રંથનું તાત્પર્ય છે એમ લાગે છે. श्रीकृष्णार्पणमस्तु ।

।। શ્રીગોકુલેશો જયતિ ।।

# ષોડશગ્રંથ પરિચય-નવરત્ન

*પરમ પૂજ્ય ગોસ્વામી શ્રીશ્યામ મનોહરજી આલેખિત*

એક લોકવાક્યાનુસાર નવરત્ન ગ્રંથની રચના શ્રીમહાપ્રભુજીએ વિ.સં.૧૫૫૮માં અડેલમાં કરી હતી. (ષોડશગ્રંથની-તવારીખો, લેખ નાગરદાસ બાંભણિયા, વૈષ્ણવવાણી, અંક ૪. વર્ષ ૧૯૭૯) આ ગ્રંથ ખેરાળુ ગામના ગોવિન્દ દુબે સાંચોરાને માટે લખવામાં આવેલ હતો.

પ્રારંભથી જ ગોવિન્દ દુબેની મનોવૃત્તિ વૈરાગ્યપ્રધઅન હતી. નાની વયમાં જ તેઓ પોતાનાં માતાપિતાને છોડીને તીર્થયાત્રા માટે દ્વારકા પહોંચી ગયા હતા, અને પછી ત્યાં જ રહેવા માંડ્યા હતા. ભાવપ્રકાશ અનુસાર તેઓ મર્યાદાપુષ્ટિના જીવ હતા, અને તેને અનુરૂપ તેમની આસક્તિ દ્વારકાલીલામાં વિશેષ હતી અને તેથી જ દ્વારકાના શ્રીરણછોડરાયજીના સ્વરૂપમાં પણ અતિ અધિક આસક્તિ હતી. પોતાનાં માતાપિતાના દેહાવસાન પછી તેઓ શ્રાદ્ધ કરવાને માટે 'ગયા' ગયા હતા. પાછા વળતાં માર્ગમાં મણિકર્ણિકાના ઘાટ ઉપર શ્રીમહાપ્રભુજી સાથે તેમનો મેળાપ થયો. દર્શન કરવાના સમયે તેમને ઈચ્છા થઇ કે શ્રીમહાપ્રભુજીની પાસે રહીને થોડું જ્ઞાન મેળવું. અનુમતિ મળી જતાં ક્યાંકથી વ્યાકરણનું પુસ્તક લઇ આવ્યા, પરંતુ શ્રીમહાપ્રભુજીએ મૂળ શ્રીગીતાજીના અધ્યાપન દ્વારા જ સંસ્કૃત ભાષા, વ્યાકરણ તેમ જ સિદ્ધાંતનું જ્ઞાન પણ તેમને પ્રદાન કર્યું. તેનાથી પ્રભાવિત થઇને તેઓ પુષ્ટિમાર્ગમાં દીક્ષિત થયા અને આજ્ઞા પ્રમાણે ઘેર પાછા આવીને ભગવત્સેવામાં પ્રવૃત્ત થઇ ગયા.

૮૪ વૈષ્ણવોની વાર્તા પ્રમાણે - 'ગોવિન્દ દૂબેએ એક પત્ર શ્રીઆચાર્યજીને લખ્ય-'મહારાજ! મારા મનમાં બહુ જ વ્યગ્રતા રહે છે, ભગવત્સેવામાં ચિત્ત ચોટતું નથી, તો મારે શું કરવું?' તે પત્ર આચાર્યશ્રીની પાસે આવ્યો, પત્રને વાંચીને આપશ્રીએ નવરત્ન ગ્રંથની રચના કરી લખી મોકલ્યો, અને લખ્યું કે, 'આ નવરત્ન ગ્રંથનો પાઠ કરવાથી તારા મનની વ્યગ્રતા ટળી જશે.' તે રીતે પાઠ કરતાં શ્રીઆચાર્યજીની કૃપાથી વ્યગ્રતા-ચિંતા બધી ટળી ગઇ અને મન ભગવત્સેવા કરવામાં લાગી ગયું.'

આ પ્રસંગનું ઊંડું રહસ્ય શ્રીહરિરાયચરણજીએ ભાવપ્રકાશમાં બહુ જ સુંદર શબ્દોમાં દર્શાવ્યું છે-'ગોવિન્દ દૂબેના મનમાં વ્યાકૂળતા થઇ, તેનો અર્થ એ છે કે, ગોવિન્દ દૂબેનો જીવ દ્વારકાલીલાના સંબંધનો હતો અને સેવાભાવના વ્રજની કરે, તેથી તેનું મન તેમાં લાગતું નહોતું. તેમની દઢતા ન થઇ રાજલીલામાં કે ન થઇ વ્રજલીલામાં. આમ તેમનું મન અનેક સાધન કરવામાં દોડ્યા કરતું હતું. તેમને થતું કે, તીર્થ કરું, વ્રત કરું, કોઇ જપ કરું, એમ મન અનેક ઠેકાણે ભટકતું હતું.' તેથી આચાર્યશ્રી મહાપ્રભુજીએ નવરત્ન ગ્રંથ લખી મોકલ્યો, - 'તું ચિંતા કર નહિ, ચિત્તનો ઉદ્વેગ છે. તેને પ્રભુની લીલા જાણીને અને શ્રીઠાકોરજીમાંથી તારું મન અન્ય સ્થળે સેવા કરવી.'

એવો શ્રીમહાપ્રભુજીની આજ્ઞાથી ગોવિન્દ દૂબેનું મન સ્થિર થઇ ગયું. મન લૌકિકમાં કે વૈદિકમાં જ્યાં જાય તેને ભગવદિચ્છા માને. શ્રીરણછોડજીમાં મન બહુ જાય તેને પણ ભગવદિચ્છા માને અને ત્યાંની લીલામાં તલ્લીન રહે. શા માટે? શાસ્ત્રોમાં મને પુરાણોમાં પ્રબુને મેળવવાના અનેક ઉપાય કહેલા છે. જીવને ઈચ્છા પ્રમાણેના માર્ગ બતાવ્યા છે. જે જેનો અધિકારી હોય તેમાં તેનું મન આપમેળે જ લાગી જાય છે.

...ક્રમશઃ

|| ShriGokulesho Jayati ||

# ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

## Understanding How Subodhiniji:-

His next work was His celeberated commentary on the BrahmaSutras known as 'Anu-Bhashya' which, unfortunately could not be completed owing to some unexpected circumstances. Notwithstanding, He could finish the first two chapters and nearly a half of the third. The rest was completed by His son, Vitthalnathji. In this Bhashya, Aacharyashri interpreted the Brahma-Sutras in the light of His Shuddha-advaita or pure non-dualism. He commenced writing two separate commentaries on the Bhagavata. The first one was named 'Sukshama' and the second 'Subodhini'. The first exies only at a fragment and the second does not cover the whold of the Bhagavata.

It is available as now in printed form on the first, second, third, tenth and a fragment of the eleventh Skandhas of the Bhagavata. There are divergent views about the Subodhini commentary. Overview is that the commentary was really completed and that some parts must have been lost or destroyed by the wife of Gopinath, His elder son, after the latter's death. The other view is that it was not completed at all. Subodhini, inspite of its being in an incomplete form, is the greatest achievement of ShriVallabhacharya. It is pre-eminent amont the commentaries available on the Bhagavata.

To Him the Bhagavata is the greatest religious work and He felt that it had not been well interpreted till then, and in the absence of any correct exposition, it was much misunderstood. The Bhagavata interprets the truths of the Upanishads, The Gita and the Brahma-Sutras. It is a great work inculcating love for God and the way of gaining His love in the form of God's Grace. In the 'Bhagavatarth-Prakasha' the method of analytical, In the Subodhini commentary, His aim is to explain the underlying meaning of each verse and to bring the import of the words and even letters in each word.

He received much help from Madhava Bhatta was a disciple of Keshava Bhatta Kashmiri, a well known follower of ShriNimbarka, faith who was very popular as a recite and exponent of the Bhagavata. Hearing of Vallabhacharya's love for the Bhagavata and His proficiency in it, He used to attend His discourses on the Bhagavata, in Gokul, and was greatly impressed, by His expository method. Knowing that Aacharyashri was badly in need of a scribe, He presented His disciple Madhava Bhatta to Him. Aacharyashri gladly accepted Him and Madhava discharged His duty until his death caused by the arrow of some thieves who shot him at night when he had gine out of the house for nature's call.

His death was a great loss to Aacharyashri who took it as the Will of God and as a divine warning not to continue the writing of 'Subodhini'. He resigned Himself to comply with the Divine will and henceforth refrained Himself from everykind of literary activity.

Another reason for abandoning the work must have been, probably, His feeling that it was a handicap to His main purpose of life in experiencing God's Love. No doubt His speeches and writings had made him famous; but He was first and foremost a devotee, more than an Aacharya. He remembered that He actually heard the divine call twice,-at first when He was at Gangasagar on the bank of the Ganges, and second time when He was passing

through Madhuvana. The call came directly Him to renounce the world and devote Himself to realisation of God. In response to these calls He resolved to give up all His activities and renounce the world.

## ShriMahaprabhuji's Sanyasa:-

Aacharyashri was then running fifty-two in age and He thaught it a mature stage in His life to sever all worldly ties. He informed His wife, sons, Damodardasa and other disciples about His resolve and succeeded in getting their consent. Damodardas, his most favourite and faithful disciple expressed desire of joining Him. He had always been with His Guru in all His pilgrimates till that moment. But Aacharyashri plainly refused his request saying. "Damodara, you most not accompany me, I know how sorrowful your days will be in my absence, I know what acute agony will be your's but you should know, it is God's Will. I have done my work thus far at His bidding and should leave my work, to be continued by my sons.

They should continue preaching my message. You know, they are young and inexperienced and your presence is badly needed for them. You must guide all the members of my family in worldly and religious matters so that they may not fel my loss, You must also, know that my renunciation is not like that of the ascetics but it is of a different kind. It is intended to experience God's lofe in separation from Him." In these words did Aacharyashri explain the nature of His renunciation, as implied in His work "Sanayasa-Nirnaya". Damodaradasa at last yielded to His will with a bow.

Madhavendrapuri, a recluse of the Madhava sect was sent for and Aacharyashri was ordained by Him as a Sanyasi. He changed His dress for the robe of a Sanyasi. His name was dropped and a new one, "Purnananda", was adopted. For a week He remained in His house, in solitude. Nobody was permitted to see Him. He sat before the picture of God and concentrated on Him. He uttered only God's name. At times He changed the famous Gopi-Gita (the song of the Gopis) from the Bhagavata, which the Gopis sang during their separation from Lord Krishna, expressing their ardent desire for a vision of Him. While Chanting this, tears gushed from His eyes.

On an auspicious day he quitted his house bidding farewell to all. On his way to Benaras He spent a week all alone, on the bank of the river Ganges. After eighteen days' journey he reached Benaras and lived in a Parna Kuti (a cottage of leaves) on the Hanuman Ghat for about a week spending his last days in contemplation of God and suffering agonies of separation from Him. There was no distractions of any sort in His communion with God. He knew the time of His passing away was drawing near. The members of His family were informed about it during these last days. They assembled near him for his last Darshana. They humbly requested him to give them his last message.

As he had taken a vow of silence, he wrote a few words on sand by way of counsel. They were in the form of three years and a half and was as follows: "Listen to my last words. I foresee a time when you will forget God and become engrossed in worldly matters. It is likely that you will become slaves of your passions which will turn you away from the path of Devotion. Instead of rendering service to God which is your primary duty, you will fritter away your time and energy in idle pursuits. But if you follow my advice, God will not forget you. You should believe that Krishna is our God and never slacken your faith in Him, and He will surely protect you. You should regard Him as the be-all and end-all of your life. Your ultimate good lies in serving Him which should be done with all your heart, mind and soul. Trust in His protection. Remember Him always in all your thoughts, words and deeds."

............to be continued

# વિવાહ ઓચ્છવનું ધોળ

## મારે માંડવે કોણ કોણ આવ્યું ને

મારે માંડવે કોણ કોણ આવ્યું ને, કોણ કોણ આવસે રે;
જેણે આવ્યે માહારો વડોરે વશેખ... આ શો રૂડો માંડવો રે. ૧
મોહનભાઈજીને મંડપ શોભા થઈ રહીરે;
મંડપે જડિત્ર હેમ રત્નની પાંત.... આ શો. ૨
જીરે માહારે માંડવે બેનજી રાજ આવ્યાં ને રૂપાંબાઈ આવશે રે,
હુંતો જોઉં મારાં વીરબાઈની વાટ.... આ શો. ૩
મંડપે વાજિત્રના ઘોષ થઈ રહ્યા રે, ઘોસાં નગારાં નફેરી ને ઝાંઝ...આ શો.
જીરે નરનારી બાલક સહુ આવીયાં રે, તેહોની શોભાનો પાર ન જાણું...આ શો. ૪
જીરે શ્રીરાજ મોહનભાઈ રસભર્યા રે, ભક્તરાજ ગોકુલભાઈ સાથ,
તે આવ્યે માહારે રંગ રહેશે.... આ શો. ૫
જીરે આવે હરિભાઈ, નાથાભાઈ આવીયા રે, વલ્લભાઈ આવે વડોરે વસેક...આ શો. ૬
જીરે ગોપાલદાસ સાથે ગોકુલદાસ આવીયા રે, વૃન્દાવનદાસ કીશોરભાઈ સાથ,
એ આવ્યે આનંદ હોશેરે...આ શો. ૭
જીરે સુંદરભાઈ, વિઠ્ઠલભાઈ આવશે રે, તે આવે ક્યાંહાં લગી કહું વિવેક,
માહારી બુધ્ધ ચાલે નહીં રે...આ શો. ૮
જીરે હું મતિમંદ કાંઈ પ્રીછું નહીં રે, એહોને ચરણ શું ધરી શીષ,
માહારા મનડાના કોડ પૂરો રે...આ શો. ૯
જીરે દાસનો દાસ કરે વિનંતી રે, મને રાખો તમારી શરણ,
તુમ પ્રતાપ માહારી ગતિ હોશે રે...આ શો. ૧૦





શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીનિર્જલા એકાદશી વ્રત